ડીટેક્ટીવ વાર્તા.

# ચુંબનથી ખૂન

યાને

## મડાલશની મોહકાણ.


પરીખ, રણછોડલાલ ધરમચંદ

કપડવણજવાળા.



હાજી એહમદ પોળ, નંબર ૩૨૧૪—અમદાવાદ.

વાર્તા

# થયાં ખૂન

યાને

# મડા લગ્નની મોહકાણ.


લેખકઃ—

કવી ગૌરીશંકર આશારામ વૈરાટી.

અમદાવાદ



છપાવી પ્રસિદ્ધ કરનાર,

પરીખ રણછોડલાલ ધરમચંદ કપડવણજવાળા.

કાળુપુર ચકલા. હાજી એહમદની પોળ,

નંબર ૩૨૧૪—અમદાવાદ.





અમદાવાદ—ખાડીઆમાં શ્રી 'સત્યપ્રકાશ' પ્રીન્ટીંગ

પ્રેસમાં ડાહ્યાભાઇ શકરાભાઇ ગાંધીએ છાપ્યું.

આવૃત્તી પહેલી.] પ્રત ૧૦૦૦. [સને ૧૯૧૭.

કીંમત ૭ આના.

દીધો દેહ આ અવનિમાં, ને પોષ્યો પાળી પ્રીતથી;
રમતમાં રીઝાવી મ્હને, ભણાવ્યો રૂડી રીતથી.
ઊછેર્યો ઊમંગે મ્હને, દુઃખમાં દુઃખી થાતા તને;
એવા પૂજ્ય પિતા મૂકી, અર્પું કૃતિ આ કોણને. (૧)

જેણે સુવિદ્યા જ્ઞાન દેઈ, જ્ઞાનમય ગુણો ભર્યા;
પામ્યો હું પાલણહારની, આશીષે અંતર આ ઠર્યાં.
જેણે તજ્યું મુજ સુખ કાજે, દુઃખ સહી માન્યો મ્હને;
એવા પુજ્ય પિતા મુકી, અર્પું કૃતિ આ કોણને. (૨)

જેણે ઇશ્વર ધ્યાનમાં, જગમાં જીવન કીર્તિ વડે;
સારી સલાહો જે દીધી. ખપ વારે ઘડીયે જે પડે.
સુબુદ્ધિ સોનેરી દઈ, આશીષ્ય દીધી જે મ્હને;
એવા પુજ્ય પિતા મુકી, અર્પું કૃતિ આ કોણને. (૩)

મુજ ભ્રાતના મરણે કરી, શોકાગ્નિમાં શોણિત ઘટ્યું;
મુજ બંધુ જોડી તુટતાં, મરણે શરણ થાવા રટ્યું.
પરલોકવાસી હા ! થઈ, વિયોગી રાખ્યો બાળને;
એવા પુજ્ય પિતા મુકી, અર્પું કૃતિ આ કોણને. (૪)

આપનો વિયોગી બાળક,

**પરી. રણછોડલાલ ધરમચંદ.**

રાસ્ટનઃ—"તમે ઘણી વખત સાં[illegible]

કેટલાક યુવકનાં મૃત શરીર જડી આવ[illegible]માં અબળા જાતિની
થયાં તે ગુમહત્યા કરનારને [illegible] તેના લાધે અનેક રૂઢીઓ
હાથ લાગી શકયો નહિ. આજે [illegible]કો અજાણ્યુ નથી તો પણ
દિવસની મુદત આપી છે. તે [illegible]વિક્રય આર્ય ભુમિની નિર્મા-
પકડી શકું તો મને [illegible]બાળલગ્નથી કેવી દુર્દશા થાય છે, તે
આ [illegible] વાંચકોને સ્પષ્ટ સમજાય તેમ છે. અને
મડાલગ્નથી કામમર્યાદના માફક અજ્ઞાનતા ભરેલા કાવાદાવાથી કેવો
કાળો કેર વર્તાય છે, તેવાં અનેક કારણોનું દરેક મનુષ્યને ભાન થવા
ખાતર આ પુસ્તક લખવાનો હેતુ છે. આવી ટુંકી સમાજિક વાર્તા-
ઓને નિર્દોષ અને સ્વભાવિક રીતે લખવામાં તથા પાત્રોના ભાવો
અને સ્થિતિઓ શબ્દચિત્રો ચિત્રી બતાવવાથી, નિબંધો કે બીજી
રીતે મળતી અસરો કરતાં શબ્દચિત્રો ઘણી વધારે અસર કરતાં
હોવાથી આ પુસ્તક લખવામાં પરિશ્રમ લીધો છે.

ચાલુ સમયમાં દ્રવ્ય અને મોટી હવેલીઓ નીરખી શ્રીમંતાઇના આડંબરમાં અંજાઇ પોતાની પ્યારી પુત્રીઓને ઢીંગલા ઢીંગલી સમજી બચપણમાં પરણાવે છે, અને વેવાઇઓ લ્હાવ લેઇ આનંદ માને છે. પણ તમારાં વ્હાલાં બાળકોને બચપણમાં વિષય વાસનામાં ડુબાવનાર ઓ! મુર્ખ માબાપ? એવી રીતે પુત્રીઓનું જીવન નષ્ટ કરવા કરતાં જન્મતી વખતેજ તેનું ગળુ દાબી મારી નાખો તો ઓછું પાપ અને દુઃખ છે. ઓ! સાઠ વર્ષના ડોસાઓ! તમારા વીશ વર્ષના યુવાન પુત્રોને તમારા જેવા ઘરડા મનુષ્ય કરતાં દુર્બળ શરીરે, ફીકકે ચ્હેરે જોઇને તમોને કમકમી આવતી નથી? તમારી અક્કલથી તમોને કાંઇ પણ વિચાર આવતો નથી? સ્ત્રીજન્મમાં અવતરેલી પૂર્વ જન્મની વેરણ માતાઓ! સાસુ બની મોહાન્ધ થઇ તમારા સંતાનોનું સત્યા-નાશ શા માટે વાળો છો? તમારાં બાળકો, પુત્રીઓ, મુરદાલ, રોગી સંતાનોના ફીક્કા ચ્હેરા જોઇ અક્કલ નથી આવતી? બાળલગ્નથી અનાથ બનેલી હજારો અજ્ઞાન બાળ વિધવાઓની દુઃખી અવસ્થા જોઇ બળતાં માબાપો! સાસુ સસરાઓ તમો, તમારા હાથે કાંઇપણ વિચાર કર્યા સિવાય, જે બાળલગ્ન કરી પછી કલિયુગના વખતમાં તમો કયી નીતિના આધારે બિચારીઓને બ્રહ્મચર્યના ધર્મ પળાવવા માગો છો? તમો પચાસ સાઠ વર્ષની ઊમ્મર થવા છતાં બ્રહ્મચર્ય

પાળવા અસમર્થ છે
બાળા પાસે કેવી રીતે. ”
એમ પરાણે સચવાતા ઘણા અંગાળી બાણુઓએ આવાં કામોમાં
કરી તમારા ધર્મ તમો પો તમે આજેજ ત્યાં જાઓ-કોઇ બાહોશ
પાસે પરાણે પળાવવા ઇચ્છો
પણ આશા રાખવી ફોગટ છે. પૂછી રીતે કહો, ખાત્રીપૂર્વક કહું
જાણી શકો છો કે ગર્ભપાત અને કુકર્મ ગવી શકશો.
આડા કાન કરી મનમાં “રામરામ” કહો
સાચવવા મદદ પણ કરો છો.

આવાં અઘોર પાતકો નજરે જોવા કરતાં, અધમતા અને દુઃખના ત્રાસો જન્મ સુધી સહન કરવા કરતાં પુર્નલગ્નની છુટ મુકતાં શું તમારૂં પેટ દુઃખે છે? તમો મનમાં બધું સમજો છો પણ કિંચિત હૃદયબળનીજ જરૂર છે. હવે ક્યાં સુધી ખોટી લાજમાં મૌન રહી તુચ્છ શરમમાં દબાઇ હત્યાઓ કરશો? કાઢી નાંખો એ કંગાળ શરમના પડદાને! ભલે તમોને થોડુંક જ્ઞાતિ તરફથી ખમવું પડે, પણ હાલ જે દુઃખ સહો છો તેના કરતાં તે હજારમા હિસ્સાનું પણ નથી. અને તેમ ન કરો તો પુત્રીઓને સુશિક્ષિત બનાવી પુત્રીથી બમણાં વર્ષની મોટી ઉંમરના પુરૂષ સાથે લગ્ન સંબંધથી જોડવા માટે જ્ઞાતિમાં સખ્ત કાયદો મુકશો તો કાંઇક ઉન્નતિ જ્ઞાતિની થવા સંભવ છે! માટે જાગો! અને આર્યભુમિના રંક રત્નો રાખમાં રગદોળાતાં અટકાવો! અને હત્યાઓને ત્યાગો!

વળી કેટલાંક મુર્ખ માબાપો! અજ્ઞાનતાને લીધે એમ સમજે છે કે દીકરીને ભણાવવાની શું જરૂર છે! પણ તેમનું સમજવું મુર્ખતા ભરેલું છે. કેમકે દીકરીનું ડહાપણ ભણવાથીજ વધે છે. ભણેલી હોવાથી બોધદાયક પુસ્તકો વાચવાથી તેના જ્ઞાનનો વધારો થાય છે. સંસાર કેવી રીતે કરકસરથી ચલાવવો, બાળકો ઉછેરવાં, સુનીતિ પતિવ્રત, પત્નીધર્મ ઇ૦ અનેક ગુણો સંપાદન કરી શકે છે. પતિને સંકટ સમયે કેવી રીતે સહાય કરવી, પ્રજાનું જીવન કેવી રીતે સુધારવું અને ભણવાથી અનેક રીતે ગૃહજીવનને અતિ ઉત્તમ બનાવી શકે છે એટલુંજ નહી પણ સુશિક્ષિત સ્ત્રી પ્રભુસત્તા કરી પોતાના અમૂલ્ય દેહનું સાર્થક કરી શકે છે.

આ પ્રસ્તુત પુસ્તકમાં કોઇ શબ્દો કદાપી દોષયુક્ત જેવું જણાય તો તે બદલ પ્રથમથીજ વાંચક વર્ગ સમક્ષ ક્ષમા માગું છું, અને તે ભુલો સુધારી વાંચવા ભલામણ કરૂં છું. “ મનુષ્ય માત્ર ભુલને પાત્રજ છે.”

| | |
|---|---|
| વિક્રમ સંવત ૧૯૭૩. | પ્રકાશક, |
| ફાગણ વદી ૨. | પરીખ રણછોડલાલ ધરમચંદ. |

# ખૂન.

## ૧ લું.

.ઘેલા ઘાટ ઉપર આજે પુષ્કળ ગીર્દી મચી રહી છે. કોણ જાણે ક્યાંથી એક અતિ સુંદર યુવકનું મૃતદેહ મળી આવ્યું છે. યુવકની વય પ્રાયઃ ૨૨ વરસની હશે. તેનું શરીર વધારે જાડું અગર પાતળું નથી. શરીરનો રંગ ઉજળો, અને કંઠમાં જનોઇ છે. અંગમાં કોઇપણ શસ્ત્રનું ચિન્હ જણાતું નથી. ફક્ત તેના ગળામાં સોજો ચડેલો જણાય છે, ને ગાલ રાતા થયેલા છે. તપાસ કરતાં એમ જણાય છે કે તે માણસનું મૃત્યુ દોરડીનો ફાંસો ખાવાથી થયું છે.

તે મૃતદેહ ઘાટના કિનારા પર લાવીને મુકયા પછી તેના સંબંધી ઘણા માણસો ઘણા પ્રકારની વાતો કહેવા લાગ્યા. કોઇએ કહ્યું—"અહીં નિવાસ કરવો એ ઘણું મુશ્કેલ થઇ પડયું છે. ઘાટમાં ઘણી વખત મુડદાં તરી આવે છે. પણ પોલીસ તેની કાંઇ તજવીજ કરી શકતી નથી." કોઇએ કહ્યું કે-"આશ્ચર્યની વાત છે કે આજ સુધી જેટલાં મુડદાં તરી આવ્યાં છે તેમાં એક પણ સ્ત્રીનું નથી. બધાં પુરૂષોનાંજ છે." વળી કોઇએ કહ્યું કેઃ—"અને તે પણ જેવા તેવા પુરૂષો નથી, ૧૮-૧૯ વરસથી ૨૫-૨૬ વરસ સુધીની ઉમરનાજ છે બધા, જુવાન, સ્વરૂપવાન, અને શ્રીમંતોનાજ સંતાન છે." એવી રીતે અનેક મનુષ્યો અનેક પ્રકારની વાતો કરીને ચાલ્યાં જવા લાગ્યાં.

વાત ખરી છે—માણસોમાં પ્રાણ ભય પેદા થાય તેવીજ છે. શહેરના કોઇ કોઇ ઘાટમાં કદી કદી સુંદર યુવકના મૃતદેહ મળી આવે છે.

એક વરસમાં આવાં પાંચ મુડદાં હાથ લાગ્યાં હતાં. પરંતુ પોલીસ કાંઇપણ તજવીજ કરી શકી નહિં.

શહેરનાં માણસો અકળાઇ ઉઠયાં છે. વૃદ્ધ તથા પ્રૌઢ સર્વે પોત પોતાના આત્મિય યુવકોને સાવધાનપણે વર્તવાને સમજાવે છે. સાંજ

પડયા પછી તેઓને એ
મનાઇ કરે છે. શહેરવા
જાણે કોઇ નજીક આવેલી
યજ શોધે છે.

શહેરમાં હવે આનંદ મંગલ ન
અને શહેર છોડીને ચાલ્યા જવા વિચાર કર
માયા ત્યાગી શકાતી નથી.

ધીરે ધીરે આ વાત ફ્રેન્ચ ગવર્નરના જાણુવામાં આવી અને તરતજ તેમણે પોલીસ ખાતાના ઉપરી અધિકારીને બોલાવ્યા.

ફ્રેન્ચ પોલીસના ઉપરી મી. રાસ્ટન સાહેબ એક વિચક્ષણ માણુસ છે. તેમણે ઘણા દિવસ પહેલાં આ ભયંકર ગૂઢ રહસ્યની તપાસ કરવી આરંભી હતી. પરંતુ અદષ્ટ વશ યથાર્થ અપરાધીને ગીરફતાર કરી શકયા નહિ.

મુકરર કરેલા ટાઇમે મી. રાસ્ટન, ગવર્નર સાહેબ પાસે આવી પહોંચ્યા, ગવર્નરે તેમને યથાયોગ્ય માન આપી, એક ખુરશી પર બેસાડીને પૂછ્યું:—"શહેરની અંદર જે ગભરાટ ફેલાયો છે તેની કાંઇ તજવીજ કરી છે ? એવું સાંભળવામાં આવ્યું છે કે શહેરવાસીઓ ઘણા ભયભીત થઇ ગયા છે."

રાસ્ટન સાહેબે અતિ નમ્રતાથી ખિન્ન ભાવે કહ્યું—"લગભગ એક વરસથી આ ભયંકર ઘટના થયાં કરે છે. એટલામાં પાંચ મુડદાં હાથ આવ્યાં છે, અને એ બાબતમાં ઘણી તપાસ ચલાવું છું. પણુ હજી સુધી કાંઇ નિર્ણયમાં આવી શકયો નથી."

ગવર્નર:—"ઘણી શરમની વાત ! આપ જેવા પારદર્શી માણુસ પણુ હજી સુધી ખરો અપરાધી પકડી શકયા નથી તો બીજાથી શું બની શકે ?"

રાસ્ટન:—"તેને માટે મેં ઘણા માણુસને નીમ્યા છે, ઘણો પૈસો ખરચવામાં આવે છે, પરંતુ હજુ સુધી ખુનીનો પત્તો લાગ્યો નથી."

ગવર્નર:—"ત્યારે તમે હજી સુધી શાંત કેમ બેસી રહ્યા છો? તમારા ઉપરી કર્મચારીઓને એ વાત કેમ જણાવી નથી.?"

રાસ્ટન:—"મેં ધાર્યું હતું કે જલદીથી ખુનીને શોધી શકીશ."

પસાર થઇ ગયું, હવે
રાજ્ય ત્યાગી જવાના
...ને આશ્વાસન આપીશ ?"

વસંતકુમાર:—" આજેજ, સાંજ પડ...

રાસ્ટન:—" કેમ, એવે સમયે ...

વસંતકુમાર:—" મ્હારા હાથમાં ...ને કાંઇપણ ભયનું કારણ નથી. તે બધાં પૂરાં કરતાં પાંચ વાગી જ... સોંપ્યું છે તેનો સંધ્યા સમયે..."

રાસ્ટન:—" તો ...ઓના મૃતદેહ હાથ લાગ્યા છે તેઓ કોઇએ આ ...તેરરના નથી. આજ પર્યંત બધાં મળીને જે પાંચ મુડદાં હાથ લાગ્યાં છે તેઓમાંથી એકને પણ અહીંનો કોઇએ વતની ઓળખી શકયો નથી જેથી તેઓ આ શહેરના રહેવાશી નહોતા એમજ ખાત્રી થાય છે."

ગવર્નર:—" ગમે તેમ હોય, પણ પ્રજાનો ભય ટાળવોજ જોઇએ, હું તમને હજી સાત દિવસનો સમય આપું છું. જો આઠમા દિવસની સવારે ખરો ખુની નહીં પકડી શકશો તો તમને નોકરીમાંથી કમી કરવામાં આવશે."

રાસ્ટન:—" વખત બહુજ ઓછો આપ્યો છે. કહી શકાતું નથી કે આટલા ટુંક સમયમાં કંઇ કરી શકીશ કે નહિ ! જ્યારે એક વર્ષ મહેનત કર્યા છતાં પણ ગુન્હેગારને પકડી શકયો નહિં ત્યારે ગવર્નર ક્રોધિત થયા–રાસ્ટન સાહેબને બોલતા અટકાવીને કહ્યું ત્યારે જે માણુસ આ કાર્યમાં કાબેલ હશે તેને તમારી જગાએ નીમવામાં આવશે જાઓ હવે તમારી કાંઇ પણ વાત સાંભળવામાં આવશે નહિ. દિન પ્રતિદિન શહેરવાસીઓનો ભય વધતો જ જાય છે. જ્યાં સુધી આ બાબતનો બંદોબસ્ત ન થાય ત્યાં સુધી હું નિશ્ચિંત થઇ શકીશ નહિ." એમ કહી તેમણે મી. રાસ્ટનને રજા આપી.

મી. રાસ્ટન સાહેબ વીસે
ઓરડામાં બેસી આકાશ પાતાળ વિ-
વખત વીતી ગયો તેનું પણ તેમને સ્મરણ ર
તેમની મડમ મનમાં એમ જાણે છે કે તેઓ ગય
આવ્યા નથી. દિવસના મધ્યાન્હ થઇ ગયા. અકળાયલી રાસ્ટન પત્નિએ એક નોકરને ગવર્નર સાહેબને ત્યાં જવા આજ્ઞા કરી.

મડમના મોંમાંથી નીકળેલા શબ્દો પૂરા થતાંજ નોકરે કહ્યું—"સાહેબ ઘણો વખત થયાં આવી પહોંચ્યા છે." નોકરની વાત સાંભળીને રાસ્ટન પત્નિ અજાયબ થઇ, તેણી પ્રત્યેક ઓરડો શોધતી શોધતી, ખિન્ન વદને ઘોર ચિંતામાં નિમગ્ન થયેલા રાસ્ટનવાળા ઓરડામાં આવી.

પત્નિએ ઓરડામાં પ્રવેશ કર્યો. તેની રાસ્ટન સાહેબને ખબર રહી નહિ. તેતો ફક્ત હાથ ઉપર માથું ટેકાવીને વિચારમાંજ મશગુલ થઇ રહ્યા હતા. પતિની એવી અવસ્થા જોઇ પત્નિ ભયભીત થઇ. તેણીએ ધીરે ધીરે પતિની પાસે જઇને તેના ખભા ઉપર હાથ મુકયો.

રાસ્ટન સાહેબ ચમકયા. તે એટલી બધી પ્રગાઢ ચિંતામાં ગુંથાયા હતા કે પોતાની આજુ બાજુ શું થાય છે તેનું પણ તેમને ભાન નહોતું તેમની સ્ત્રીએ તેમનું સુકાયેલું નિસ્તેજ વદન તથા શુન્ય દૃષ્ટિ નિહાળીને વ્યગ્રતાથી પૂછયું:—"આજે શું થયું છે? શા વિચારમાં અત્યાર સુધી આ એકાંત રૂમમાં એકલા બેસી રહ્યા છો? બે વાગવા આવ્યા છે, આજે શું આપ જમશો નહિ?"

સ્ત્રીના કંઠના કોમળ અવાજથી રાસ્ટન સાહેબને ભાન આવ્યું. ઉદાસ ચિત્તે તેમણે જવાબ આપ્યો:—"સત્યાનાશ વળી ગયું! આજે મને ભુખ-તૃષ્ણા કાંઇજ નથી-હું આજ જમીશજ નહિ."

સ્ત્રી:—"એમ કેમ? શા માટે જમશો નહિ? શું તબિઅતમાં કાંઇ બિગાડ થયો છે?"

રાસ્ટન:—"ના".

સ્ત્રી:—"ત્યારે તમે શોકાતુર કેમ જણાવો છો?"

વસંતકુમાર:—" આજેજ, સાંજ પડ[illegible] છે કે કોઇ કોઇ ઘાટમાં
રાસ્ટન:—" કેમ, એવે સમયે [illegible] મા[illegible] છે. આટલો બધો વખત
વસંતકુમાર:—" મ્હારા હાથમાં [illegible] પ્રયત્ન કર્યા છતાં પણ ખૂની
તે બધાં પૂરાં કરતાં પાંચ વાગી જ[illegible] ગવર્નર સાહેબે મને ફક્ત સાતજ
સોંપ્યું છે તેનો સંધ્યા સમયે [illegible] સમયની અંદર જો હું ખરો ખૂની ન
રાસ્ટન:—" તો [illegible] નોકરી પરથી દૂર કરવામાં આવશે. જ્યારે હું
[illegible] વરસ સુધી કંઇ ન કરી શક્યો ત્યારે આ ટુંક મુદતમાં
શું કરી શકીશ ? માટે આ આવી પહોંચેલા અપમાન તથા નુકશાનના
ભયમાંથી શી રીતે મુક્ત થવું તેનો ઉપાય શોધું છું."

સ્ત્રી:—" ત્યારે આપે કયો વિચાર નક્કી કર્યો ?"

રાસ્ટન સાહેબે હતાશ ભાવે કહ્યું:—" કોઇ પણ ઉપાય હાથ લાગતો નથી." તેમની સ્ત્રીનું હૃદય આ ઉત્તરથી પીગળી ગયું. તેણી કાંઇ પણ બોલ્યા ચાલ્યા સીવાય એક ચિત્તથી વિચાર કરવા લાગી. થોડીવાર વિચાર કરીને તેણીએ પતિને અતિ વિનિત ભાવે કહ્યું:—" મેં એક ઉપાય શોધી કાઢયો છે. કહી શકાતું નથી કે તમારૂં મન તે વાત કબુલ કરી શકશે કે કેમ !"

રાસ્ટન:—" પાણીમાં ડુબતો માણસ ક્ષુદ્ર લાકડાને પકડવામાં પણ વિલંબ કરતો નથી. કહી દો તમે શો ઉપાય શોધી કાઢયો છે?"

સ્ત્રી:—આખા ફ્રેન્ચ રાજ્યમાં એક પણ હોંશીયાર ડિટેકટીવ હોય એમ મને લાગતું નથી."

રાસ્ટન:—" તે વાત ખરી છે. અહીંના ડિટેકટીવો ઉપરાંત નજીકમાંના જેટલા ડિટેકટીવો હાથ લાગ્યા છે, તે બધાઓને આ કામ સોંપવામાં આવેલાં છે છતાં તેમાંથી એક પણ ફતેહમંદ નીવડયો નથી."

સ્ત્રી:—સાંભળ્યું છે કે કલકત્તામાં કેટલાએક અતિ વિચક્ષણ કેટલાએક ડીટેકટીવ છે. હું ધારૂં છું કે તેઓમાંથી એકાદ ચાલાક ડિટેકટીવને આ કામ સોંપવામાં આવે તો ફતેહમંદ નીવડી શકશે."

રાસ્ટન:—" હું પણ એજ વિચાર કરતો હતો, પરંતુ ધારૂં છું કે આ વાત ફ્રેન્ચ ગવર્નર સાહેબના જાણવામાં આવે તો મને ઘણો ધિક્કાર આપે."

સ્ત્રી:—" હું કોઇ અંગ્રેજ ડિટેકટીવની વાત કહેતી નથી."

રાસ્ટન:—" ત્યારે ... મુખે... ...ધી વાત સાંભળીને હસતાં હસતાં તેને
... મને દૃઢ વિશ્વાસ આવ્યો છે કે તે
ઓ:—' કલકત્તાના ... કામમાં પણ કરી બતાવશે."
મશ મેળવેલા છે. જમ્યા પછી ... તે તેમજ થાય આજ સવારે જ્યારે ...
બંગાળી ડિટેકટીવને બધી વાત ...તિમાં જોયા હતા, ત્યારે મને
હું કે એમ કરવાથી તમે જલદી ફતેહ મે... ...નંદ મગ્ન ... રહે છે

---

## પ્રકરણ ૩ જું.

---

તેજ દિવસે રાસ્ટન કલકત્તામાં ગયા. અને ત્યાંના એક પ્રખ્યાત ડિટેકટીવ વસંતકુમારને મળ્યા. બાબુ વસંતકુમાર એક નામજાદા ડિટેકટીવ છે. તેમની ઉમ્મર ૩૦ વરસથી વધારે નથી. તે ઘણા ખૂબસુરત છે. અને અસીમ સાહસ, તથા અસાધારણ શક્તિ ધરાવનાર છે. આ અલ્પ વયમાં પણ તે યોગ્યતા સાથે ડિટેકટીવપણું ધરાવે છે, આજસુધીના કોઇ પણ કામમાં તે પાછા પડેલા નથી.

રાસ્ટન સાહેબના મુખેથી અથ ઇતિ બધી વાત સાંભળીને થોડીકવાર વિચાર કર્યા પછી કહ્યું:—" આ કામ માટે આપને કેટલા દિવસની મુદત મળી છે ? "

રાસ્ટન:—" માત્ર સાતજ દિવસ–જો આપ આ સમયની અંદર ફત્તેહ ન મેળવી શકો તો ગવર્નર પાસેથી ફરી બે દિવસની વધારે મુદત પણ મળી શકશે. "

વસંતકુમાર:—" હવે એથી વધારે મુદતની જરૂર નથી. મને પૂર્ણ ખાત્રી છે કે આ સાત દિવસની અંદરજ હું ખરા અપરાધીને પકડી શકીશ."

રાસ્ટન:—" ઇશ્વર આપનું મંગલ કરો જો આટલી મુદતની અંદર આપ આ કામમાં ફત્તેહ મેળવી આપશો તો આપને હું બે હજાર રૂપીયા ઇનામ આપીશ."

વસંતકુમાર:—" હું પણ એમજ આશા રાખું છું કે એથી વધારે વખત મને જોઇશે નહિ."

રાસ્ટન:—" ત્યારે આપ ક્યારથી કામ શરૂ કરશો ?"

...ાંજ ... પહેલાં."

...ા માટે?"

...ંજી ઘણાં કામ પડેલાં છે.

.. વળી આપે મને જે કામ

... શોધ કરવો મને ઉચિત લાગે છે."

...રાથી હું આપને ક્યારે મળું?"

...સંતકુમાર:—આપને તસ્દી લેવી પડશે નહિ, હું પોતેજ આપને બંગલે આવી મળીશ. ને એક બે દિવસ પછી આ બાબતની ખબર આપીશ.

વસંતબાબુના આ સાહસને લીધે રાસ્ટન સાહેબના માથા ઉપરથી એક ભારે બોજો ઓછો થયો. તેમની ચિંતામાં કાંઇ ઘટાડો થયો તેમના મનમાં સ્વાભાવિક આનંદ જોવામાં આવ્યો. તે વસંત બાબુ પાસેથી વિદાય માગીને પહેલાં કરતાં પ્રફુલ્લિત થઇને ઘેર આવ્યા.

પતિને પાછા આવેલા જોઇ પત્નિએ પૂછ્યું:—" કયા બાબુને આ કામ સોંપી આવ્યા?"

રાસ્ટન:—" વસંત બાબુને? સાંભળ્યું છે કે તે એક પ્રખ્યાત ડિટેકટીવ છે. અને દરેક કેસ તેમણે માનસહ જીતેલા છે. માટે તેમનેજ આ કામ સોંપી આવ્યો છું.

સ્ત્રી:—" તે માણસ કેવા છે?"

રાસ્ટન:—" મારી સાથે જે વાતચિત થઇ છે તે ઉપરથી તો મને એક અતિ સજજન જણાયા."

સ્ત્રી:—" બધી વાત સાંભળીને તેમણે શું કહ્યું?"

રાસ્ટન:—" તેમણે જે કહ્યું-તેથી હું ઘણોજ આનંદિત તથા ચકિત થયો છું—ધન્ય છે તેમના સાહસને.

સ્ત્રી:—" કેમ તેમણે એવું શું કર્યું છે?"

રાસ્ટન:—" તેમણે આ સાત દિવસની અંદરજ ખરા ગુન્હેગારને પકડી આપવાની પ્રતિજ્ઞા કરી છે. હું પોતે પણ જાણું છું કે આ કામ કેટલું કઠણ છે! કેટલાય ચાલાક પોલીસોની મદદથી મેં એક વરસ સુધી મહેનત કીધી છતાં પણ કાંઇ કરી શકયો નહિ; તે વસંતકુમાર ફક્ત એક અઠવાડિયામાં કરશે?"

તેમણે મારે ખપી બ
જે આશ્વાસન આપ્યું, તેથી
મુખેથી જેમ બોલે છે–તેમ

સ્ત્રીઃ—"પ્રભુ કરે
મેં તે ઓરડામાં ચિંતાતુર સ્થિ...
લાગ્યો હતો કે જે માણસ સર્વદા આ... ... ..., અને હજારો દુઃખો આવી પડવા છતાં શોકાકુલ થતા ન... તે આજે આમ ચિંતા નિમગ્ન કેમ થઇ ગયા? નિશ્ચય કાંઇ ગૂઢ કારણ હોવું જોઇએ."

રાસ્ટનઃ—"હા, અને તમે મને જો આ યુક્તિ ન બતાવી હોત તો તે ગૂઢ કારણનો નીવેડો પણ ન આવી શકયો હોત."

## પ્રકરણ ચોથું.

રાસ્ટન સાહેબના ગયા પછી વસંત બાબુ તેમની બધી વાતોનો વિચાર કરવા લાગ્યા છેવટે તેમણે નકકી કર્યું કે આજ સુધી જેટલી લાશો આવી છે, તેમાં સૌએ સુંદર યુવક છે, ફરાસડાંગા તથા તેની નજીકનાં ગામોમાંથી કોઇ પણ માણસ તે લાશોમાંથી એકને પણ ઓળખી શકયો નથી, માટે મરેલા યુવકોમાંનો કોઇ પણ તે ભાગનો રહેવાસી નથી એનો ચોક્કસ જ છે. ફરાસડાંગા પાસે ગંગાનો એક વાંક છે, મૃતદેહ તે વાંકમાં આવી ને અટકી જાય છે, ને ત્યાંથીજ હાથ આવે છે. તેમજ તે સવારમાંજ સૌની નજરે પડે છે. આ ઉપરથી એમ જણાય છે કે આગલી રાત્રેજ તેઓને ગંગામાં નાખી દેવામાં આવતાં હશે. સઘળાં મુડદાંનાં ગળાં સુઝી આવેલાં તથા ગાલ ઉપર રાતા ડાઘ જોવામાં આવે છે. જો તેઓ દોરડાથી ફાંસો ખાઇને આત્મહત્યા કરતા હોય તો ગંગામાં કયાંથી આવે જરૂર કોઇ તેઓને મારી નાખીને ગંગામાં ફેંકી દેતું હશે. અને એકજ માણસે આ પાંચેની હત્યા કરી હશે. એમાં પણ કાંઇ સંદેહ નથી. જ્યારે એકે શસ્ત્રાઘાત તેઓના શરીરપર જોવામાં આવતો નથી, તો જરૂર તેઓને ગળામાં દોરડું કે કપડું બાંધીને

ગુંગળાવીને મારી નાખવામાં આવતા હશે, પરંતુ આ કામ પુરૂષનું હશે કે સ્ત્રીનું?

રાસ્ટન સાહેબ કહી ગયા કે સૌના અંગઉપર સોનાની કીમતી ચેઇનો તથા વીંટીએ જોવામાં આવે છે, માટે પૈસાના લોભથી કાઇએ તેઓનું ખૂન કર્યું હોય એમ લાગતું નથી. મરેલાઓ બધા સુખી તથા યુવક છે અને સૌએ શ્રીમંતના છોકરાઓ લાગે છે.

એવી રીતે ઘણા વખત વિચાર કર્યા છતાં પણ વસંતકુમાર કંઇ નક્કી કરી શકયા નહિ. જે બાબત પહેલાં તેઓ સહજ સમજ્યા હતા તે અત્યારે મુશ્કેલ છે. એમ તેમને જણાયું, તેમાં વળી ફક્ત સાત દિવસમાંજ ગુન્હેગારને પકડી આપવાનું રાસ્ટન સાહેબને વચન આપ્યું છે,

ઘણા વખત સુધી વિચાર કરીને તેમણે નક્કી કર્યુ કે આવતી કાલે નૌકામાં બેસીને કલકત્તાથી નીકળવું જોઇએ ને નદીના બેઉ કાંઠામાંનાં મકાનોની બારીક તપાસ કરતા જવું ગંગાના કાંઠામાં રહેનાર કોઇ પણ મકાન વાળાથીજ આવું ભયાનક કાર્ય થાય છે એવી વસંતબાબુના મનમાં પૂરેપૂરી ખાત્રી થઇ.

બીજે દિવસે સવારે વસંતકુમારે જલદી જલદી જમી લઇને ગુપ્ત વેશ ધારણ કર્યો. આગળ કહેવામાં આવ્યું છે કે તેઓ સ્વરૂપવાન શ્રીમંત છે. તેમણે કાલી કિનારીની ધોતી, ઉંચી જાતની મલમલનું પહેરણ અને વિલાયતી બુટ પહેર્યા. ગળામાં સુવર્ણની તારા ચેઇન લટકાવી, ખીસ્સામાં સોનાનું ઘડીયાળ, અને આંગળીમાં લાલ હીરા જડેલી ભારે કીંમતની વીંટી પહેરી, અને હાથમાં રૂપાની મૂઠવાળી સોટી ઝાલી લીધી. તેમને જોતાંજ તે કોઇ શ્રીમંતનો છોકરો હોય એવું સહજ જણાઇ આવતું. પ્રસંગોપાત જરૂર પડે માટે તેમણે છુપી રીતે એક રીવોલ્વર તથા પોકેટ લેમ્પ પણ પોશાકમાં છુપાવી દીધું.

દશ વાગતા પહેલાં તે બરા બજારના ઘાટમાં જઇ પહોંચ્યા. અને ત્યાં ૭ હલેસાંવાળી નોકા ભાડે લીધી. તેમાં બેસીને ગંગા કિનારાની બેઉ બાજુએ તપાસ કરતા વસંતબાબુ ચાલ્યા.

નોકાનો સુકાની એક ચાલાક અને કુશળ બંગાળી હતો તે હમેશ નોકા લેઇને ગંગાપર એજ રસ્તે આવ જા કરતો જેથી

બંગાના બેઉ તરફના બગીચાઓ, કારખાનાઓ, મકાનો વિગેરે તેના જાણીતાં હતાં.

વસંતબાબુ સુકાનીને ભણી વાતો પૂછવા લાગ્યા. કોઇ મનોહર મકાન, અગર સારો બગીચો માલમ પડે તો તે બાબત તેઓ સુકાનીને પૂછતા. સુકાની પણ તેમને સુંદર તથા સુવેશ ધારી બાબુ જોઇને અને એ બાબતમાં તેમને અજાણ્યા જાણીને ઇનામની આશાએ અથવા તો કોઇ બીજા ગમે તે કારણથી પણ વસંતબાબુ જેને જે પ્રશ્નો પૂછતા તે બધાનો ઉત્તર તે સારી રીતે સમજાવીને આપતો. હલેસાંના જોરથી નૌકા ઝપાટાબંધ દોડવા લાગી. ને થોડાજ વખતમાં ફરાસડાંગા પસાર થઇ ને ઉત્તર ભણી ગઇ.

ગ્રીષ્મકાળ દિવસના પાંચ વાગી ગયા છે સુર્યદેવ પશ્ચિમ ગગનમાં છુપાઇ જવાની તૈયારીમાં છે. તડકાનાં પ્રખર કીરણો તેજહીન થઇ ગયાં છે. એવે સમયે વસંતકુમાર નૌકામાંથી ઉતર્યા. સુકાની પણ તેમની પાછળ ઉતર્યો. વસંત બાબુએ તેને એક રૂપિયો આપીને નજીકની કોઇ દુકાનમાંથી નાસ્તો લેઇને ખાવાની આજ્ઞા કરી ચાલ્યા.

સુકાની આનંદથી નાસ્તો લેઇ આવ્યો. અને હલેસાંઓ સાથે ખાઇને આનંદ ગમ્મત કરવા મચ્યો. એટલામાં બાબુ પાછા આવ્યા. એટલે તેમને બેસાડીને નૌકા કલકત્તા તરફ પાછી હંકારી મુકી.

ખલાસીઓ જ્યારે નાસ્તો કરવા બેઠા હતા ત્યારે વસંતબાબુએ કાંઠા ઉપર ઉભા રહીને તેની પેલી પારના કેટલાક બગીચા લક્ષપૂર્વક જોયા હતા. અને તેમના સંબંધી વધારે હકીકત જાણવાની ઇચ્છાથી તેમણે પાછા ફરતી વખતે સુકાનીને પૂર્વ તરફ નાવ ચલાવવાને કહ્યું.

આશરે અરધો ગાઉ આવ્યા પછી તેઓ એક બગીચામાં આવી પહોંચ્યા. બગીચાની બેઉ બાજુમાં સરકારી ઘાટ છે. નૌકા ત્યાંજ રાખી, સુકાનીને થોભાવાનું કહી, બગીચાની ગેટ નજીક આવીને જોયું તો એક દરવાન બંદુક હાથમાં લેઇને પહેરો ભરે છે. વસંત બાબુ કાન્તિમાન સદ્‌ગૃહસ્થ છે, અને આ વખતે તેમનો પોશાક એક જમીનદારના જેવો છે સિપાઇએ પણ તેમને કોઇ શ્રીમાન્ ધારી બંદુક નીચી નમાવીને સલામ ભરી અને પૂછ્યું:—" આપ કોને શોધો છો ? "

વસંતઃ—" આ બગીચાના માલીક કોણ છે ?"

સિપાઇઃ—" યામિની બાબુ."

વસંતઃ—" તે ક્યાં છે ?"

સિપાઇઃ—" વૈદ્યનાથ ગયા છે."

વસંતઃ—" અહીં કોણ રહે છે ?"

સીપાઇઃ—તેમના ભાઇ."

વસંતઃ—" તે એકલા રહે છે ?"

સિપાઇઃ—"બગીચાવાળા આવા સુંદર અને વિશાળ બંગલામાં કોઇ એકલું રહેતું હશે ?"

વસંતઃ—"ત્યારે કોણ રહે છે તેમની સ્ત્રી ?"

સીપાઇઃ—" ના તેઓ અહીં નથી રહેતાં."

વસંતઃ—" ત્યારે કોણ! કોઇ ઉપપત્નિ છે ખરી ?"

સીપાઇઃ—"જી હા"

વસંતબાબુએ પછી કાંઇ પણ પુછ્યા વિના પાછા જવાની તૈયારી કરી, એટલામાં સુંદર પોશાકથી સુસજ્જીત ત્રણ પુરૂષો તે બગીચાની ગેટ નજીક આવી પહોંચ્યા. સીપાઇએ બંદુક નમાવી તેઓને સલામ ભરી ત્રણે જણા સામે ઉભેલા વસંતબાબુની દરકાર પણ ન કરતાં મગરૂરીથી બગીચાની અંદર પેઠા તેથી વસંતબાબુએ સીપાઇને પૂછ્યું—" આ ત્રણ જણા ગયા તેમાંથી યામિની બાબુ કોણ ?"

સીપાઇઃ—"એમાંથી એકેય નહિ."

વસંતઃ—"ત્યારે તે ત્રણ જણા કોણ હતા ?"

સીપાઇઃ—"તેમના દોસ્તદારો."

વસંતઃ—"તેઓ અહીંજ રહે છે ?"

સિપાઇઃ—"ના."

વસંતઃ—શું ત્યારે તેઓ કોઇ કોઇ વખતે અહીં આવે છે ?"

સીપાઇઃ—"ના, દરરોજ આવે છે."

વસંતઃ—તેઓ રહે છે ક્યાં ?"

સીપાઇઃ—"કલકત્તામાં"

વસંતઃ—"નામ જાણો છો ?"

સીપાઇઃ—"ના."

પછી વધારે કાંઇપણ બોલ્યા વિના વસંતબાબુ નૌકામાં પાછા આવ્યા, તેમણે વિચાર કર્યો કે આટલાં માણસો વચ્ચે ખૂન થવું એ અસંભવીત છે, અને જો કદાચ થાય તો તે ખૂન વધારે દિવસ છુપું રહે નહિં

નૌકામાં પાછા આવ્યા પછી વસંત બાબુએ સુકાનીને પૂછ્યું —"આ બગીચો કોનો છે તે કહેશો ?"

સુકાનીઃ—જી હા તે મુખારજી બાબુનો બગીચો છે,

વસંતઃ—કયા મુખારજી !"

સુકાનીઃ–હરિશ મુખારજી–પણ તે મરી ગયા છે, તેમના બે છોકરા છે, તેઓનાં નામ હું જાણતો નથી.

---

## પ્રકરણ ૫ મું.

નૈહાટીના ઘાટપર નૌકા આવી પહોંચતાં એક અતિ મનોહર બગીચો વસંતબાબુની નજરે પડયો તેમણે સુકાનીને પૂછયુંઃ—"આ બગીચો કોનો છે ? આવતી વખતે પણ આ બગીચો આપણી નજરે પડયો નહોતો આવો સુંદર બગીચો તો અભાગ્યેજ મારા જોવામાં આવ્યો હશે !"

સુકાનીઃ—આ બગીચો નૈહાટીના જમીનદાર બાબુ નરેન્દ્ર કૃષ્ણુરાયનો છે–બાગ ઉપર તેમને ઘણી પ્રીતિ છે અહીં બધી જાતનાં ઝાડો છે મેં સાંભળ્યું છે કે તેમણે દેશ દેશાંતરમાંથી ઘણી જાતનાં કીમતી ઝાડો લાવીને બગીચામાં વાવ્યાં છે."

વસંતઃ—"નરેન્દ્ર કૃષ્ણુ કેટલી ઉમ્મરના છે તે તમે જાણો છો ? તમે તેમને જોયા છે ?

સુકાનીઃ—" જી હા, જોયા છે તેમની ઉમર લગભગ ૬૦ વરસની હશે."

વસંતઃ—" તેમને છોકરા છોકરીઓ કેટલાં છે ?"

સુકાનીઃ—" તેમને છોકરા છે જ નહિ."

વસંતઃ—" છોકરી ?"

સુકાનીઃ—" તે પણ નથી."

વસંતઃ—"ત્યારે તેમની સ્ત્રી જીવે છે ?"

સુકાનીઃ—"પ્રથમની સ્ત્રી ઘણા દિવસથી મરી ગઇ છે, ને હાલ તેઓ બીજી સ્ત્રી પરણ્યા છે.

વસંતઃ—"આટલી વૃદ્ધવયે ફરીથી પરણ્યા છે ?"

સુકાનીઃ—"જી હા,

વસંતઃ—"તેઓ રહે છે કયાં ?"

સુકાનીઃ—"આ બગીચાના બંગલામાં."

વસંતઃ—"અહીં બીજું કોણ રહે છે ?"

સુકાનીઃ—"તેમની સ્ત્રી, દાસીઓ, નોકરો, દરવાન, ગુમાસ્તા, કોચમેન વિગેરે.

વસંતકુમારે સુકાની પાસેથી એવી વાત સાંભળીને, જરાવાર વિચાર કરીને કહ્યું–"સુકાની ! નૌકા અહીંજ થોભાવો નૈહાટીમાં મારો એક મિત્ર રહે છે. તેનાજ મકાનમાં આજની રાત્રિ ગાળવા ઇચ્છું છું."

સુકાનીએ નૌકા તીરે લગાવી, વસંતકુમાર નૌકામાંથી ઉતર્યા તથા સુકાની સાથે ઠરાવેલું ભાડું આપી, તેને વિદાય કર્યો. ને પોતે નરેંન્દ્ર બાબુના બગીચાની નજીક જઇને ઉભા રહ્યા. અને બગીચાની શોભા જોવા લાગ્યા. નરેન્દ્ર કૃષ્ણ સાથે મુલાકાત કરવાની તેમની ઇચ્છા થઇ. પરંતુ કોઇની પરવાનગી સિવાય અચાનક પારકા બગીચામાં પેસવું તેમને ઉચિત ન લાગવાથી બહારજ ઉભા રહ્યા.

સંધ્યાકાળ વીતી ગઇ ચારે બાજુ શંખધ્વનિ થવા લાગ્યા. અને દેવાલયોની આરતીઓના મધુર ઘંટાનાદ સંભળાવા લાગ્યા. ગ્રામવાસીઓ પોતપોતાના મકાનમાં દીવાબત્તીઓ પ્રગટાવા લાગ્યા. શુક્લાષ્ટમીનો ચંદ્ર મ્લાન જ્યોતિ વકીર્ણ કરવા લાગ્યો. આ વખતે વસંત બાબુ એક ઝાડ નીચે ઉભા હતા. અને વખતો વખત બગીચાની વચ્ચેના બંગલા તરફ નજર ફેંકતા હતા.

એમ કરતાં અરધો કલાક વીતી ગયો. વસંતકુમારને કંઇ પણ દાવ જડયો નહિ. ને ચાલ્યા જવાને તૈયારી કરવા લાગ્યા, એટલામાં એક યુવતી તેમના તરફ આવતી જણાઇ.

યુવતીની વય પ્રાયઃ ૨૫ વરસની હશે દેખાવમાં તે સાધારણ ખુબસુરત પહેરવેશમાં સફેદ સાડી, અને મુખમાં મૃદુ હાસ્ય હતું.

આ વખતે યુવતીને જોઇ વસંતબાબુને ઠીક લાગ્યું નહિ. તો પણ તેણીના હાવભાવ જોઇને કોઇ કુટિલ ચરિત્રહીના તરીકે તેણીને ઓળખી જવામાં વસંત બાબુને વધારે વિચાર કરવો પડયો નહિ. અને તેણીની પાસેથી પોતાની કાર્યસિદ્ધિ થવાનો સંભવ લાગવાથી વસંત બાબુએ તેણીને પૂછ્યું:—" તમારે કોનું કામ છે ? અત્યારે અહીં આવીને કેમ ઉભા છો ? "

યુવતી ફરીથી હસી પડી અને બોલી:–" આપને જોતાં મને એમ જણાય છે કે આપ આ તરફના માણસ નથી. કોઇ પ્રકારની વિપત્તિમાં પડીને આવી નિર્જન જગામાં ઉભા રહ્યા હશો ! "

વસંત:–" તમારૂં પહેલું અનુમાન સત્ય છે. હું અહીંનો વતની નથી. તેમ કોઇપણ વિપત્તિમાં પડયો નથી. નૌકામાં બેસીને કલકત્તામાં પાછો જતો હતો પણ નૈહાટીમાં મારા એક દોસ્તને મળવાની જરૂર હોવાથી મ્હારૂં અહીં આવવું થયું છે "

યુવતી:–" ત્યારે અહીં કેમ ઉભા છો ? જેની મુલાકાત લેવા ઇચ્છો છો તેનું મકાન શું આપે જોયું નથી ? "

વસંત—" જોયું છે, પરંતુ પહેલાં તેઓ જ્યાં રહેતા હતા ત્યાંથી તેઓએ મકાન બદલી નાંખ્યું છે- કયાં જવાથી તેમનો મેળાપ થશે એજ વિચાર કરૂં છું. "

યુવતી:–" આવો ત્યારે આ બગીચામાં બેસો આપ કોઇ ખાનદાન કુટુંબના જણાઓ છો આવા નિર્જન સ્થળમાં ઉભા રહીને શા માટે તકલીફ ભોગવો છો ? "

વસંત:—એમાં મને કાંઇ તકલીફ નથી. હું અહીં મજામાં છું મે સાંભળ્યું છે કે આ બગીચો જમીનદાર નરેંન્દ્ર કૃષ્ણનો છે. તો તેમની આજ્ઞા સિવાય મ્હારાથી અંદર જઇ શકાય નહિ. "

યુવતી:—" હું કહું છું કે આપ અંદર આવો. "

વસંત:—" તમે કોણ છો ?"

યુવતી:—" હું દાસી છું "

વસંત:—" કોની દાસી તમારૂં મકાન કયાં ? "

યુવતી:—" બાબુ નરેન્દ્રકૃષ્ણની પત્નિની દાસી મારૂં મકાન મેદિનીપુરમાં-હું હમણાં આ બંગલામાંજ રહું છું.

વસંત બાબુનો ઉદ્દેશ્ય સફળ થયો તે આટલા વખત સુધી બગીચાના માલીક નરેંન્દ્ર બાબુ સાથે મેળાપ કરવાનો ઉપાય શોધતા

હતા. પરંતુ હવે મનોભાવ દબાવીને કહ્યું-" તમારા કહેવાથી મોટા ગૃહસ્થના બગીચામાં પેસી શકાય નહિ, અંતમાં વિપદ્‌માં પડવાને કોણ ઇચ્છે છે ? "

યુવતી હસી પડીને બોલીઃ-" વિપદ્ ! વિપદ્-શા માટે ? "

વસંતઃ-" તમે યુવતી છો. તમારી સાથે બગીચાની અંદર આવું તો માણસો કેવો વિચાર કરશે ? અને જો તમારા બાબુ જાણે તો મ્હારી વિપત્તિની સીમા પણ રહે નહિ ! "

યુવતીઃ-" એવો ભય રાખશોજ નહિ. જમીનદાર બાબુ આજે અહીં છેજ નહિ. "

વસંત-" તેઓ કયાં ગયા છે ? હું તેમની સાથે મળવા ઇચ્છું છું. "

યુવતિઃ-" તેમના એક દોસ્તના પુત્રનો વિવાહ હોવાથી તેઓ કલકત્તામાં ગયા છે. આજે પાછા આવી શકશે નહિ. આપ આવો, પુરૂષ માણસ થઇને આટલો બધો ભય શા માટે રાખો છો ?

વસંતઃ-" જ્યારે તમારા શેઠ અહીં છેજ નહિ ત્યારે હું શા માટે રોકાઉં ? આજે જાઉં છું, કાલે સવારે મળીશ ! "

યુવતીઃ—" ખાસ આપને માટેજ હું અહીં આવી છું. અને આપ ચાલ્યા જશો ? "

વસંતઃ—" ત્યારે તમારી શી ઇચ્છા છે તે ખુલ્લી રીતે કહો. તમારી વાત હું સારી રીતે સમજી શકતો નથી. "

યુવતીઃ--" આપ બગીચાની અંદર આવો હું બધું સમજાવીશ.

---

## પ્રકરણ ૬ ઠું.

વસંતકુમાર એક બાહોશ ડિટેકટીવ છે. અને સાહસ પણ અસીમ ધરાવે છે. અત્યારસુધી તેમણે દાસીની વાત, તથા તેના મનની ઇચ્છા જાણવા માટેજ ' હા, ના ' કરી પરંતુ દાસીનું છેલ્લું વાક્ય સાંભળીને તે આશ્ચર્ય પામ્યા. તથા હવે વૃથા વાતચીત ન ન કરતાં દાસીની સાથે ચાલવા લાગ્યા.

બગીચામાં પેસતાંજ દાસીએ વસંતબાબુને એક ઠેકાણે બેસાડીને કહ્યું—" મહાશય ! આજસુધી મેં ઘણાં પુરૂષો જોયા, પણ આપના

જેવો સુંદર યુવક કદીપણ મેં મારી નજરે જોયો નથી. હું દાસી છું છતાં પણ મારી શેઠાણી મને બેન જેવી ગણે છે. તેણીએ મકાનના છજામાંથી આપને જોતાંજ મને બોલાવા મોકલી છે.

વસંતઃ—" તેણી શું માગે છે ? "

યુવતીઃ—" આજ રાત્રે આપની સાથે રંગવિલાસ કરવા માગે છે."

વસંતબાબુ દાસીના હાવભાવ જોઇને પ્રથમથી એમજ ધાર્યું હતું. અને દાસીની આ વાત સાંભળતાં તેમના મનમાં આશાનો સંચાર થયો કે અહીંથીજ રાસ્ટન સાહેબનો ઉધ્ધાર કરી શકીશ." એમ ધારીને વસંતબાબુએ દાસીને કહ્યું— તમારી શેઠાણી એક અતિ લક્ષ્મીવાન જમીનદારની બૈરી છે, તે શું અમારા જેવાને પસંદ કરશે ? "

યુવતીઃ—" તેણી તો આપને છજામાંથી જોતાંજ દીવાની બની ગઇ છે અને આપનીજ રાહ એકાગ્ર ચિત્તે જોઇ રહી છે. "

આ વાતપરથી વસંતકુમાર સાફ સમજી ગયો કેઃ—જમીનદારની સ્ત્રી પણ એક ખરેખરી કુટિલા છે. અને તેણે અગાઉ ઘણા માણસો સાથે પ્રેમાલાપ કરેલો છે. પરંતુ તે વિચાર મનમાંજ સમાવી દેઇને તેમણે દાસીને પૂછ્યુંઃ—" આ અવસ્થામાં કદાચ તમારા શેઠ ઘેર આવે તો શી દશા થાય ? "

યુવતીઃ—" આપ મરદ થઇને બીઓ છો કેમ ? જ્યારે તેણીએ પોતેજ આપનાપર પ્યાર કરીને મને બોલાવા મોકલી છે તો પછી આપને શો ભય છે ? અને જો ભય હોયતો તેણી શા માટે બોલાવે."

વસંતઃ—" હું બહાર ગામનો માણુસ છું. અહીં મારૂં કોઇ ઓળખીતું નથી. કદાચ તમારા શેઠને હાથે માર્યો જાઉં તો ?"

યુવતીઃ—" આપ મારી સાથે આવો. આપને કંઇપણ ભય નથી. હું પહેરો ભરીશ. અને શેઠ ઘેર આવશે તે પહેલાંજ આપને ખબર આપીશ.

વસંતઃ—સારૂ ચાલો ત્યારે, હવે મને વિશ્વાસ છે, એમ કહીને વસંતકુમાર દાસીની પાછળ પાછળ ચાલવા લાગ્યા. દાસીએ મકાનની સામેના દરવાજામાં થઇને ન પેસતાં મકાનની પાછળની બાજુએ એક નાનકડું બારણું હતું. તેમાં થઇને દાખલ થઇ અને વસંતબાબુએ પણ તેની પાછળજ પ્રવેશ કર્યો.

# પ્રકરણ ૭ મું.

દાસીએ બીજા મજલાના એક ઓરડામાં પ્રવેશ કર્યો, વસંત કુમારે જોયું તો તે ઓરડો ઘણો શોભિતો હતો. અનેક પ્રકારના ફોટા, ખુરશી, આરામ ખુરશી, કાચનાં કબાટો મોટું ઘડીયાળ, અને વોલ પિક્ચરો તથા સંગે મરમરના શ્વેત પત્થરની બનાવેલી કેટલીક નગ્ન મૂર્તિઓ વિગેરેથી સુસજ્જીત હતો. પરંતુ ત્યાં માણસનું એક પણ ચિન્હ જોવામાં આવતું નથી. તેમણે દાસીના મુખ તરફ વ્યગ્રતાથી નજર નાખી. દાસી પણ ઘણી ચાલાક હતી. તેણીએ વસંત બાબુનો મનોભાવ સમજી જઇને એકદમ કહ્યું—"આપ જેની વાત પૂછવા માટે ઉતાવળ કરો છો તેણી બાજુના ઓરડામાં જ આપની રાહ જુએ છે આપ ત્યાં જાઓ, હું નીચે જાઉં છું. મ્હારી હાજરીથી આપના આનંદમાં ખલેલ પડશે.

વસંતબાબુએ હસતે મુખે કહ્યું—" એમ કદી નહિ બની શકે, તમે જ મુલાકાત કરાવી છે. તમારી હાજરીથી અમને કંઇપણ ખલેલ પડશે નહિ.

દાસી હસી પડી, બારણું બંધ કરી ચાલી ગઇ. હવે વસંત કુમાર એકલા તે ઓરડામાં રહ્યા. હવે શું કરવું તે નક્કી ન થવાથી પાસેની એક આરામ ખુરશી પર બેઠા. થોડીક વખત આવી રીતે વહી જવાથી વસંત બાબુને કંઇક શક પડયો. તેમના મનમાં એમ થયું કે " મને ડીટેકટીવ ધારીને કોઇએ મારૂં અનિષ્ટ કરવા માટે આ ઓરડામાં મને કદાચ પુરી રાખવાનો વિચાર તો નહિ કર્યો હોય.

આગળ કહેવામાં આવ્યું છે કે વસંતબાબુ જેવા સાહસીક અને બળવાન ડિટેકટીવો બહુ જ ઓછા છે. તેમનું શરીર બખતરથી ઢંકાએલું રહે છે અને તેઓ સર્વદા હથીઆર બંધજ રહે છે. જેથી તેમના મનમાં જરીકે ભય થવાનું કારણ નથી.

વસંત બાબુ બેઠા બેઠા વિચાર કરે છે. એટલામાં તે ઓરડાની ડાબી બાજુનું બારણું ઉઘડયું. ને તેમાંથી એક અસામાન્યા રૂપ લાવણ્યતી સુંદર ષોડશી યુવતી શુભ અલંકારો સજીને તેમની સામે આવી ઉભી.

'ચાર આંખો એકઠી થઇ.' વસંત બાણુએ હૃદયના ભાવો છુપાવીને હસતાં હસતાં પૂછ્યું;—"આપ દેવી છો કે માણસ છો? માણસમાં આટલું બધુ રૂપ લાવણ્ય ક્યાંથી? ખરેખર આજે મારી ભાગ્યદેવી સુપ્રસન્ન છે. નહિ તો આપનો દર્શન લાભ મને ક્યાંથી?"

સુંદર યુવતીનું નામ કામમયિ હતું. વસંતકુમાર જેવા રૂપાળા યુવકના મુખમાંથી પોતાના રૂપનાં વખાણ સાંભળી તેણી ગર્વથી ફુલાઇ ગઇ તથા કહ્યું—"આજે મારી જ ભાગ્યદેવી પ્રસન્ન થઇ છે કે જેથી આપ સમાન સુંદર યુવક મને મળી આવ્યો છે. આપના જેવો સુપુરૂષ મેં કદી પણ જોયોજ નથી."

વસંતઃ—"આજે મારૂં ધન્ય ભાગ્ય છે. પરંતુ, મારા ઉપર જો આટલો બધો પ્રેમ દર્શાવો છો તો મને 'આપ' કહીને કેમ બોલાવો છો?

કામમયિ—સારૂં હવે 'આપ કહીને બોલાવીશ નહિ.'

વસંત—"ત્યારે કહો પ્રિય તમારૂં નામ શું?"

મારૂં નામ કામમયિ છે અને હું કોણ છું તે દાસીએ આપને કહ્યું હશે."

વસંત—"હા કામમયિ તમે તો ધનાઢ્ય જમીનદારનાં પત્નિ છો, અને તમારી શક્તિ અસાધારણ છે તે પણ હું જાણું છું.

કામમયિઃ—"જ્યારે તમને મેં મન પ્રાણ સોંપ્યાં છે ત્યારે આ મકાન પણ આપનું જ છે. જ્યારે ઇચ્છા પડે ત્યારે પધારજો"

વસંતઃ—"સાંભળ્યું છે કે તમારા પતિ નરેંન્દ્ર કૃષ્ણ ભયાનક માણસ છે આ વાત તેમના જાણવામાં આવે તો મારી શી ગતિ થાય?"

કામમયિઃ—"તે ભય મનમાં રાખશો જ નહિ. મારા પતિ દેખાવમાં ભયંકર હોવા છતાં અત્યારે તે વૃદ્ધ છે. અને મ્હારા હાથમાં તો તે રમકડા જેવા છે. હું મરજીમાં પડે છે ત્યારે તેમને ઉઠબેસ કરાવી શકું છું. વળી તેમની આંખોનું તેજ જતું રહ્યું છે. અને નજીકમાંની પણ કોઇ વસ્તુ સારી રીતે જોઇ શકતા નથી. કહો હવે તમારૂં નામ શું?

વસંતઃ—"મ્હારૂં નામ વસંતકુમાર."

કામમયિઃ—" અહો ! ઘણુંજ સુંદર નામ આ વસંત કાળમાં મને વસંત મળી જવાથી ઘણો આનંદ થાય છે. ચાલો હવે આપણે વસંતગૃહમાં જ જઇએ."

એમ કહીને કામમયિ વસંતકુમારનો હાથ ઝાલીને શયન ગૃહમાં લેઇ ગઇ. શયનગૃહમાં પ્રવેશ કરતાં જ વસંતકુમાર અતિ આશ્ચર્ય પામ્યા. અત્યાર સુધી તે જે ઓરડામાં બેઠા હતા તેની આ ઓરડા સાથે સરખામણી કરતાં કામમયિનું શયનગૃહ વધારે આશ્ચય કારક નીવડયું.

ઓરડામાં પેઠા પછી કામમયિએ બારણાં બંધ કરી દીધાં. પછી પોતે એક મખમલથી મઢેલી ખુરસીમાં બેસીને વસંતકુમારને નજીકમાં બેસાડ્યા અને પ્રેમપૂર્ણ સ્વરે તેણીએ કહ્યું—" વસંત કુમાર, આજે હું તમને જવા દેઇશ નહિ. આજેઃ આપણે આખી રાત્રિ મોજમઝા કરીશું."

વસંતઃ—" જમીનદાર આવી પહોંચે તો ?"

કામમયિઃ—" તેની ફીકર તમે કરશો નહિ. મેં તેનો ઉપાય શોધી રાખેલો છે. આજ તેઓ કલકત્તામાં ગયા છે. અને ત્યાંથી પાછા આવવાના નથી, એવું ચોકકસ કહી ગયા છે.

પરંતુ એક દિવસ માટે આટલી તકલીફ શા માટે લ્યો છો આજે મને સ્વર્ગનો અનુભવ કરાવો છો પણ કાલે મારી શી દશા થશે ?"

કામમયિઃ—" તે બોજો આપણે માથે. જો તેમ નહી કરી શકું તો મારૂં નામ કામમયિ વૃથા છે."

વસંત બાબુ કામમયિનું ચરિત્ર સારી રીતે સમજી ગયા. અને તેમણે સહાસ્ય વદને કહ્યુંઃ—" જો બીજો કાંઇ ઉપાય હોય તો મને કહો, નહિ તો તમારા જેવી સુંદર રમણી સાથે ફક્ત એક જ વખત મોજમઝા કરવાથી મનને કેમ રોકી શકાશે !"

કામમયિઃ—હું પણ તેમજ ઇચ્છું છું મે પણ ફક્ત એકજ દિવસને માટે તમને બોલાવ્યા નથી. પણ તમે રહો છો ક્યાં ?

વસંતઃ—" હું કલકત્તામાં રહું છું. અને કોઇ વિશેષ કામને માટે આજે અહીં આવી પહોંચ્યો છું."

કામમયિઃ—" કયું કામ વારૂ ? મને કહેશો કે નહિ ?"

વસંતઃ—"તમને કહીશ નહિ ? એક દોસ્તદારને ત્યાં આમંત્રણ હતું તેથી આવ્યો હતો."

કામમયિઃ—"ત્યાંથી પાછા ફરતી વખતે ઘાટમાં જતા હતા ?

વસંતઃ—"ના, મને તે દોસ્તદારનો પત્તોજ લાગ્યો નહિ."

કામમયિઃ—"કેમ વારૂ ?"

વસંતઃ—"પહેલાં તે જ્યાં રહેતો હતો, ત્યાં હાલ નથી.

કામમયિઃ—"ત્યારે તો ઠીક જ થયું છે. તમારૂં મકાન પણ દૂર છે. અત્યારે તમે જઇ શકશો જ નહિ."

વસંતઃ—"જો દોસ્તના મકાનમાં જઇ પહોંચ્યો હોત તો તે મને આજે કોઇપણ રીતે પાછો ઘેર જવા દેત નહિ.

કામમયિઃ—"ત્યારે હુંજ હમણાં તમારો દોસ્ત થાઉં છું. આજે મ્હારાજ મકાનમાં રાત્રિ ગાળો. તેના મકાનમાં રહીને તમે જે આનંદ મેળવી શકતા તે કરતાં પણ વધારે આનંદ તમે અહીંથી મેળવી શકશો."

વસંતઃ—"એતો પરમ સૌભાગ્યની વાત, પરંતુ પ્રભુએ શું મ્હારા નસીબમાં આટલું બધું સુખ લખ્યું હશે ?"

કામમયિઃ—"એમ શા માટે બોલો છો ? મેં છજામાંથી તમને જોયા છે ત્યારથી હું તમારી થઇ ચુકી છું. મારી દાસી ઘણીજ વિશ્વાસુ છે. અને મેં તેનેજ તમારી પાસ મોકલી હતી. પણ હવે કયાં સુધી આમ વાતોમાં વખત વીતાડશો ? હું ઘણીજ તૃષાતુર છું. મારી તરસ છીપાવવાને તમે પાણી રૂપ થાઓ. અને જ્યાં સુધી તમે મને તૃષા છીપાવવાને અનુમતિ નહિ આપશો ત્યાં સુધી મ્હારા હ્રદયની તિવ્ર જ્વાળા શાંત પડશે નહિ. આવો હવે વિલંબ ન કરો, રાત્રિ ઘણી વીતી ગઇ છે.

વસંતઃ—"કેટલી રાત ગઇ છે ?"

કામમયિઃ—"લગભગ બાર વાગ્યા છે. તમારે માટે મેં ઘણા પ્રકારનો નાસ્તો મંગાવીને તૈયાર રાખ્યો છે. પહેલાં તમે જમી લ્યો. પછી આપણે આનંદથી રાત્રી ગાળીશું. ઠીક, તમે દારૂ પીઓ છો ?"

વસંતઃ—"હા, તમે પીશોતો હું પણ પીશ."

કામમયિ એ હસતાં હસતાં એક કટાક્ષ ફેંકી, કબાટમાંથી દારૂની બાટલી કાઢીને ટેબલપર મૂકી પછી એક ગ્લાસ દારૂ ભરીને વસંત-

બાબુને આપ્યો. વસંતબાબુનાં ઘણાં કામો સખત મહેનતનાં હોવાને લીધે તે ખાનગી રીતે હમેશ જરી જરી નિયમિત દારૂ પીતા અને તે પણ પોતાના સુવાના ઓરડામાં રાત્રે જ પીતા. જે તેમની સ્ત્રી સિવાય બીજું કોઇપણ જાણતું નહોતું તેમના પરિચયમાંનાં બધાંય માણસો એમજ જાણતાં કે વસંતબાબુ કદીપણ દારૂ પીતા નથી. આજે વસંતબાબુથી તે વાત જળવાઇ નહિ. કામમયિને ખીલાવવા સારૂ, તેનું ચારિત્ય જાણવા સારૂ, અને રાસ્ટન સાહેબનું કાર્ય ફતેહમંદ કરવા સારૂ તેમણે દારૂ લેવા ખુશી બતાવી. કામમયિ એ ધરેલો ગ્લાસ પાછો વાળીને કહ્યું—"કામમયિ, તમે પહેલા નહિ લ્યો તો હું લેઇશ નહિ તમે પ્રથમ પીઓ પછીજ હું પીશ. દેવીની પ્રસાદીજ ગ્રહણ કરીશ."

કામમયીએ તિવ્ર કટાક્ષપાત કરીને કહ્યું—"ભલે આપની ઇચ્છા એવી છે તો હું તેમજ કરીશ. એમ કહીને ગ્લાસ ઉપાડી લીધો એક પૂરો થયા પછી વસંતબાબુએ સ્વહસ્તે બીજો ભરી આપ્યો તેનું માન્ય રાખવાને તે પણ કામમયિને લેવો પડયો. ઉંચી જાતના બ્રાન્ડીના બે ગ્લાસની અસર કામમયિને માટે તો હદ ઉપરાંતજ હતી. બીજા ગ્લાસની સમાપ્તી થતાં તો કામમયિનું ચિત્ત ઉઘડી ગયું.

તેણી પોતાના ધણીની મુક્ત કંઠે નિંદા કરવા લાગી. " આ ઉમ્મરમાં એક બુઢ્ઢા ડચ્ચરના હાથમાં પડવાથી મ્હારા મનની ઇચ્છાઓ મનમાંજ રહી જાય છે. આજકાલના બુઢ્ઢાઓ પણ કામવાસનાથી વિમુક્ત થતા નથી. મારા જેવી નવયૌવના સાથે લગ્ન કરી તેનો અવતાર અફળ કરે છે. બુઢ્ઢાઓને પોતાની અવસ્થાનું ભાન હોતું નથી-- કાળના કરાળ મુખમાં પડવાની—વૃદ્ધાવસ્થામાં પણ વરરાજા બનવાને આતુર થઇ બાળિકાઓનાં જીવન બગાડે છે.

વસંતકુમારે વળ બીજો ગ્લાસ ભરીને કામમયિને આપ્યો એટલે વળી તેના મગજમાંથી વધારે પાવર છુટયો—"એ ઘરડાં ડચ્ચરોને એવી જરાવસ્થામાં અમારી સાથે લગ્ન કરી, અમારો ભવ બાળવાનું કયાંથી સુઝતું હશે ? બધા પુરૂષોને ભગવાન બુઢ્ઢા થતાં પહેલાં શા માટે મારી નાખતો નથી ? બુઢ્ઢાઓમાં જ્યારે અમને યૌવન સુખ આપવાની શક્તિજ હોતી નથી, તો શા માટે અમને પરણે છે ? એવા બુઢ્ઢાઓ ઉપર ધિક્કાર પડો, અને તેઓ બધા વહેલા વહેલા મ્યુનિસિપાલીટીની ગટરમાં તણાઇ જાઓ. મારો પતિ

જમીનદાર છે, ધનાઢ્ય છે, ગાડી, વાડી, અને સુખવૈભવની કમીના નથી. પણ તે બધાં શા કામનાં ? જો યૌવનમાં પતિ સહવાસ ન કરીએ તો પછી ક્યારે કરીએ ? વિગેરે વિગેરે પુલો અર્ધદગ્ધ કામમયિના મુખમાંથી નીકળવા લાગ્યાં

વસંતકુમાર પણ વિચારવા લાગ્યો—" ખરી વાત છે કામમયિ, આજકાલના વૃદ્ધોવિલાસ પરાયણ થઇને, વિષય સુખની લાલસાથી, અનેક અનાથ અબળાઓનાં જીવનો નષ્ટ કરે છે. અને તેમને અધમવૃત્તિએ ચઢવાનું કારણ પણ તે બુઢ્ઢાઓજ છે. કામમયિ સુંદરી છે જો તેણી કોઇ યુવક સાથે પરણી હોત તો આટલી હદ સુધી અધમવૃત્તિ શીખી ન હોત. નરેંન્દ્રકૃષ્ણે પોતાની સન્યાસાશ્રમની અવસ્થામાં તેની સાથે લગ્ન કરીને પોતાનો અને તેણીનો ઉભયનો ભવ બગાડયો છે. મરવા વખતના મડદા જેવી વૃદ્ધ અવસ્થામાં પિપાસુ વૃદ્ધો મહાલગ્ન કરીને આવીજ રીતે ભારતમાં સ્ત્રીઓને વ્યભિચારિણીઓ બનાવે છે. અને તેમનાંજ પાપી પગલાંથી ભારત માતા દિન પ્રતિદિન ઉન્નતિને બદલે અવનતિના ઉંડા સમુદ્રમાં ડુબતી જાય છે. ખેર, એ સંબંધી અત્યારે વિચાર કરવાનો વખત નથી. " કામમયિની આ અવસ્થામાં તેના મનની કેટલીક વાતો જાણી લેવાની ઇચ્છાથી વસંત બાબુએ પુછ્યું:—"કામમયિ ! તમે કોધિત ન થાઓ તો હું તમને એક વાત પુછવાનું સાહસ કરી શકું. "

કામમયિ:—" તમારા ઉપર ક્રોધિત થઇશ ? ના, ના, વસંત, તમારા મનમાં જે હોય તે કહો, જ્યારે મેં તમને પ્રાણ સોંપ્યો છે, ત્યારે તમારી પાસે મારી વાત કંઇપણ છુપાવવાની નથી. "

વસંત:—" મ્હારી માફક તમારી કૃપા મેળવનારા કેટલાક જણ છે ?

કામમયિ:—" હાલતો એકે નથી; હમણાં તો ફક્ત તમેજ છો. "

વસંત:—" તમારી ઓરડીમાં દારૂ ક્યાંથી ? દારૂ તમે ક્યારથી પીવા માંડયો છે ? "

કામમયિ:—" લગભગ એક વરસ થઇ ગયું, મ્હારા પતિએજ મને દારૂ પીવાને હુકમ કર્યો છે. તે પહેલાં હું કદીપણ દારૂને સ્પર્શ કરતી નહિં મારા જીવનમાં ફક્ત પહેલ વહેલો દારૂ તેમની અનુમતિથીજ લીધો.

વસંતઃ—" તમારા પતિ શું દરરોજ દારૂ પીએ છે!"

કામમયિઃ—" હંમેશ—અને તે જે દિવસે પીએ છે તે દિવસે મને પણ પીવાને આપે છે. જેથી દારૂ પીવાનો મને મહાવરો પડી ગયો છે. વાત વાતમાં રાત્રિ ઘણી પસાર થઇ ગઇ છે માટે હવે આવો.

એમ કહીને કામમયિએ વસંત કુમારનો હાથ પકડયો. તથા વસંત બાબુ ઉભા થવા લાગ્યા, તેટલામાં કામમયિએતેમને આલિંગન કરીને ચુંબન કર્યું વસંત બાબુ મનમાં ઘણા ગુસ્સે થયા ખરા, પણ કામમયિને તેમ કરતાં અટકાવી શકયા નહિં.

કામમયિનું ચુંબન એ કાંઇ જેવું તેવું ચુંબન નથી. કેમકે તે બ્હાલમાં ગાલની ચામડી ઓષ્ટથી પકડી દંતઘાવ કરતી હતી જેથી વસંત બાબુ જેવો સમર્થ પુરૂષ પણ ચુંબનથી ધ્રુજી ઉઠયો અને તેથીજ તે કામમયિ જેવી સુંદરીના ચુંબનથી ખુશી ન થતાં ઉલટો ગુસ્સે થયો વસંત બાબુ એટલેથીજ જાણી શકયા કે મુડદાંઓના ગાલ ઉપર જે એક પ્રકારનો રાતો ડાઘ જોવામાં આવતો તેનું મૂળ કારણ આ ચુંબનજ હતું.

એટલામાં બારણાનો ખડખડાટ સંભળાયો. કામમયી ચોંકી ઉઠી ને બોલીઃ—" કોણ! દાસી!" ખરેખર દાસીએજ તે બારણામાં અવાજ કર્યો હતો. કામમયિનો શબ્દ સાંભળીને તેણે વ્યાકુળતાથી જવાબ આપ્યોઃ—"સત્યાનાશ વળી ગયું—શેઠનું આવવું થયું છે. જે વખત જાય છે તેટલામાં તે જલદીથી અહીં આવી પહોંચશે.

શેઠ આવ્યા છે તે સાંભળીને વસંત બાબુ ભય પામી ગયા તે વ્યાકુળતાથી બોલ્યા—"કામમયિ મ્હારો શો ઉપાય થશે. બતાવો જલદીથી કયો માર્ગ સુગમ છે?"

કામમયિઃ—" તમે બીલકુલ ગભરાઓ નહિં, જો ઉપાય ન રાખ્યો હોત તો તમને અહીં સુધી લાવવાનું સાહસ કામમયિ શી રીતે કરત?"

વસંતઃ—" ત્યારે હવે વખત લગાડશો નહિં, બતાવો સત્વર કરો." એટલામાં દાસીએ ફરીથી આવીને કહ્યુંઃ—" શેઠ આવે છે."

કામમયિ તાબડતોબ ઓરડાની એક બાજુમાં ગઇ, અને તે બાજુના કબાટ પાસે ઉભી રહીને તેણે વસંતબાબુને બોલાવ્યા.

ત્યાં દિવાલ વચ્ચે એક નાનકડું છિદ્ર હતું, કામમયિએ તે છિદ્રમાં એક આંગળી ઘાલીને ધીરેધીરે ખેંચ્યું એટલે એક નાનકડું બારણું ઉઘડી ગયું. અને કામમયિએ વસંતકુમારને તે બારીમાં થઈ, નાસી જવાને કહ્યું."

## પ્રકરણ ૮ મું.

ફરીથી બારણાં ખખડયાં. દાસીએ ઉંચે સ્વરેથી બુમ પાડીને કહ્યું " બેન, બેન, શેઠ આવ્યા છે. બારણાં ઉઘાડો. "

કામમયિએ તે વખતે જવાબ ન આપ્યો. દાસીએ શેઠ પ્રતિ કહ્યું–" ધારૂં છું કે તે ઉંઘતાં હશે, આપ આજે આવવાના નથી એમ કહી ગયા હતા. તેથી તે ઉંઘે છે."

દાસીના શબ્દો સાંભળતાં બારી આગળ તૈયાર થઇ ઉભેલો વસંતકુમાર સાફ સમજી ગયો કે હવે જમીનદાર મહાશય આવી પહોંચ્યા છે. જેથી વધારે ન રોકાતાં એકદમ બારીમાંથી કુદીને નીકળી ગયો.

વસંતકુમારના ગયા પછી કામમયિ ધીરેધીરે બારણા નજીક ગઇ, અને એક હાથે આંખો ચોળતાં ચોળતાં બીજે હાથે બારણું ઉઘાડયું તેણીએ બારણું ઉઘાડીને જોયું તો પતિએ બેહદ દારૂ પીધો છે. તેની આંખો લાલ લાલ થઇ ગઇ છે. તથા તે ઝપાટાબંધ શ્વાસ લે છે અને મૂકે છે. હાથ, પગ વિગેરે ઇંદ્રિયો શીથિલ થઇ ગઇ છે. અને મુખમાંથી દારૂની બદબો નીકળે છે.

નરેંન્દ્ર કૃષ્ણે કામમયિને જોતાં જ હાથ પસાર્યા. મુખેથી કાંઇક બોલવા ઇચ્છતો હતો પરંતુ સેતાન શરાબના અમલમાં આધિન હોવાથી કાંઇપણ બોલી શકયો નહિં. કામમયિની આશા ભંગ થવાથી પતિ ઉપર ગુસ્સે થયેલી જ હતી. તેમાં વળી આવી સ્થિતિથી તેના ક્રોધની સીમા રહી નહિં. પરંતુ તેણીએ તે ક્રોધને હૃદય પટમાં છુપાવીને સહાસ્ય વદને પતિ પાસે જઇ તેનો હાથ પકડી ઓરડામાં લઇ ગઇ અને તેને પલંગ પર બેસાડયો.

દાસી ત્યાંથી ચાલી ગઇ. કામમયિ ઓરડાનાં બારણાં બંધ

ફરી પતિ પાસે જઇ બેઠી, અને હસતાં હસતાં પૂછ્યું. ' કેમ આજે કાંઇક ખૂબ લહેરમાં જણાઓ છો ? "

નરેન્દ્ર કૃષ્ણે અસ્પષ્ટ ભાવે લથડતા અવાજે જવાબ આપ્યો " કેમ લહેરમાં ન રહીયે ? ? જેને તમારા જેવી સુંદરી સ્ત્રી હોય તે લહેરમાં કેમ ન રહે ? "

કામમયિઃ—" આજે તો આવવાના નહોતાને ? "

નરેંદ્રઃ—" પણ તમારા વિના રહી શકયો નહિ તેથી આવવું પડયું. "

કામમયિઃ—" શું કહો છો મારા ચાંદ ! "

નરેંન્દ્રઃ —" શું તમે નથી માનતાં ? હું તમને કેટલો ચાહુ છું તે મોઢેથી કહી શકાતું નથી. પલવાર તમે મ્હારાથી દૂર રહો છો તો મને ચારે તરફ શુન્યકારજ લાગે છે. પણ તમે તો આજે મજામાં ઉંઘતાં હતાં. "

કામમયિઃ—" વ્હાલા, હું ઘણા વખત સુધી જાગતી હતી. હું પણ જાણું છું કે તમે મને છોડીને રહી શકશો નહિ. માત્ર જરીક ઉંઘ આવી હતી પરંતુ તે પણ સ્વપ્ન ભરેલી–સ્વપ્નમાં પણ હું તમનેજ દેખતી હતી. "

નરેંન્દ્રકૃષ્ણઃ—" ત્યારે મારે લીધે આજે તમને ઘણી તકલીફ પડી હતી કેમ ? "

કામમયિઃ—" અત્યાર સુધી તકલીફ હતી. પણ તમને મળતાંજ મારી બધી તકલીફ મટી ગઇ છે. "

નરેંન્દ્રકૃષ્ણઃ—" પણ વ્હાલી ! હું હવે વૃદ્ધ થયો છું એટલે તમારે હમેશ તકલીફ ભોગવવી પડતી હશે ! "

કામમયિઃ—" ફરીથી એ વાત બોલ્યા ? તમને વૃદ્ધ કોણ કહે છે ? જેઓ તમારા ગુણ નહી જાણતા હોય તેઓજ તમને વૃદ્ધ કહેવાને સાહસ કરશે. પરંતુ હું તો તમારૂં સામર્થ્ય જાણું છું. પ્રાણાધાર ! ફરીથી એ વાત ઉચ્ચારશો નહિ. "

---

## પ્રકરણ ૯ મું.

---

વસંતકુમારે છેલ્લી બારીમાં પેસીને જોયું તો ચારે બાજુએ ઘોર અંધકાર જણાય છે. "કયાં જવું ?—શું કરવું ?" તે સંબંધી

તેમણે ઉપાય શોધવા માંડયો. થોડીવાર પછી ખીસામાંથી ઇલેક્ટ્રીક લાઇટ કાઢીને તેના પ્રકાશ વડે જોયું તો સામેજ નીચે ઉતરવા માટે લાકડાની એક નીસરણી છે. એક હાથે રીવોલ્વર અને બીજે હાથે લાઇટ ઝાલીને વસંત કુમાર બેધડક સીડીપરથી ઉતરવા લાગ્યા. જરાવાર પછી એક સાંકડા રસ્તામાં આવી ગયા. અને તેમને ખાત્રી થઇ કે પોતે એક લાંબી સુરંગમાં ચાલે છે.

જરીક આગળ જતાં દીવાનો પ્રકાશ તેમની નજરે પડયો. તે ઉપરથી તેમણે વિચાર કર્યો કે " જરૂર ત્યાંથી સુરંગ બહાર નીકળવાનો રસ્તો હશે. તથા નરેંન્દ્રકૃષ્ણ પણ આ સુરંગની વાત જાણતા હશે, કારણકે જુના વખતના પૈસાદાર માણસો લુટારાઓથી બચવાને માટે પોતાની ધનદોલત આવી સુરંગોમાં ભરી રાખતા હતા. વળી નરેંન્દ્રકૃષ્ણના પૂર્વજો ધનાઢય હતા, તેથી સુરંગમાં પોતાની કાંઇક મિલ્કત જાળવી રાખવાનેજ તે બનાવી હશે, તે પ્રસંગપાત્ કામમયિ એ સુરંગની હકીકત જાણી હશે. તેથીજ તે પોતાના પ્યારાઓનું રક્ષણ કરવા માટે તેઓને આ સુરંગદ્વારા બહાર કાઢતી હશે. " એમ વિચાર કરતા કરતા વસંતકુમાર તે ઝીણી બત્તીના પ્રકાશ નજીક આવી પહોંચ્યા.

અચાનક માણસના શ્વાસોશ્વાસનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો. નિર્જન સુરંગના રસ્તાપર માણસના નસ્કોરાનો અવાજ સાંભળવાથી તેમને કંઇક શક આવ્યો. જરીકવાર થોભ્યા, અને કયાંથી અવાજ આવે છે' તેની તપાસ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. તેથી રસ્તાની બંન્ને બાજુ તરફ જોતાં વસંતકુમાર આગળ ચાલવા લાગ્યા. પરંતુ એક ઢાળદાર પથ્થર જમીન પર લાગેલો હતો તે નીચે નહી જોતાં ચાલતાં ચાલતાં અચાનક લપસી પડયા. અને એકભારે અવાજ થયો. વસંતકુમાર પડયાતો ખરા, પરંતુ નવાઇની વાત એ છે કે તેથી તેમની રીવોલ્વર બત્તીને કાંઇ અડચણ થઇ નહિ.

આંખના ચમકારાની માફક તે ઉઠીને બેઠા થયા. તરતજ બાજુની દિવાલમાંના એક ગુપ્તદ્વારમાંથી એક ભયંકર માણસ બહાર આવ્યો તેને જોઇને વસંતકુમાર જરીક ગભરાયા તો ખરા, પરંતુ મનોભાવ દબાવીને બત્તી ગજવામાં ઘાલીને, હાથમાંની રીવો-

સ્વર તે માણુસની સામે તાકીને તેને પૂછ્યું:-" તમે કોણ છો ? તમારૂં નામ શું ?"

તે ભયંકર આકૃતિવાળો માણુસ વસંતકુમારના હાથમાં રીવોલ્વર જોઇને ભય પામી ગયો અને બોલ્યો. " મારૂં નામ મહાદેવ "

વસંતકુમાર:—"તમે અહીં શું કામ કરો છો ?"

મહાદેવ:—" આપ જેવા મહાશયોને ઠેકાણે પહોંચાડી દેવાનું કામ હું કરૂં છું "

વસંત:—શું દરરોજ એવાં કામ કરો છો ?"

મહાદેવ:-"જી, ના કદી કદી "

વસંત:-"તમારા શેઠ આ વાત જાણે છે ?"

મહાદેવ:-આપ શું ધારો છો !"

વસંત:—" મ્હારી વાતનો સીધો જવાબ આપો, હું તમારી સાથે મશ્કરી કરવા આવ્યો નથી !"

મહાદેવ:-" મહાશય, આપ જે કામ કરવાને અહીં આવ્યા છો તે શું શેઠ જાણે છે ? હું શેઠાણીના હુકમથી આ કામ કરૂં છું—નોકર છું—માલીકની આજ્ઞા પાળવી એ મારી ફરજ છે; અને શેઠાણીનો હુકમ બજાવવો તે પણ મારો ફરજ છે. વળી મારા આ કામથી શેઠાણી મને બહુ ચ્હાય છે, અને તેને માટે મને જુદો જ પગાર આપે છે."

વસંત:—" તમે કેટલા વખતથી આવાં કામ કરો છો ?"

મહાદેવ:—" લગભગ એક વરસથી."

વસંત:—" આ પહેલાં તમે શું કરતા હતા ?"

મહાદેવ:—" શેઠની ત્રિજોરી સાચવતો હતો, આ સુરંગમાં તેમનું અઢળક દ્રવ્ય છે અને હુંજ તેનો એક માત્ર ચોકીદાર છું"

વસંત:—" અત્યાર સુધી તો તમે ઉંઘતા હતા, શું આવી રીતે તમે શેઠની ત્રિજોરી જાળવો છો ?"

મહાદેવ જરીક ભય પામ્યો, અને બોલ્યો—" મહાશય, આ વાત આપ શેઠને ના કહેશો—નહિ તો મારી નોકરી જશે હું આપનું કાંઇપણ નુકશાન કરીશ નહિ."

# પ્રકરણ ૧૦ મું.

"હું તમને કાંઈ નુકશાન કરીશ નહિ" એ વાકયનો ભાવાર્થ વસંતકુમાર બરાબર સમજી શક્યા નહિ. જેથી તેમણે ગંભીરપણે કહ્યું—"તમે મારી વાતનો સાચો જવાબ આપશો તો હું પણ તમને કાંઇ નુકશાન કરીશ નહિ—પરંતુ જો તમે જરાય ખોટું બોલ્યા, અગર ખોટું બોલીને મને છેતરવાની કોશીષ કીધી,—તો અવશ્ય યાદ રાખજો કે પછીથી તમારે મોઢેથી એક પણ શબ્દ નીકળતા પહેલાં આ રીવોલ્વરથી તમને ઠાર કરીશ. સાચું ખોટું બધું હું સમજી શકીશ—હું કાંઇ જેવો તેવો માણસ નથી."

મહાદેવે ભય પામીને કહ્યું—"આપ કોણ છો? આપ મને જાળવી શકશો તો જે જે પ્રશ્નો પૂછવામાં આવશે તેનો હું ખરો જવાબ આપીશ."

વસંતકુમારઃ—"હું ડિટેકટીવ છું, તમારી બધી ચાલાકી જાણી ગયો છું, જે પૂછું તેનો જવાબ આપો. કહો! તમારી શેઠાણીનું ચારિત્ર્ય કેવું છે?"

મહાદેવઃ—આપ તે બાબતમાં અજાણ્યા નથી, આજે તેણીએ જે વ્યવહાર આપની સાથે કર્યો છે. તેવોજ વ્યવહાર તેણી ઘણાની સાથે કરી ચુકી છે.

વસંતકુમારઃ—"મારી સાથે શું કર્યું છે, તે તમે શાથી જાણ્યું?"

મહાદેવઃ—"તમે આ રસ્તે આવ્યા, ત્યારથીજ હું સમજી ગયો છું. મારી શેઠાણીનું ચરિત્ર તદ્દન નઠારૂં છે."

વસંતકુમારઃ—"આ એક વરસની અંદર કેટલાં માણસો આ રસ્તે આવી ગયાં?"

મહાદેવઃ—"લગભગ ૨૦ માણસ!"

વસંતકુમારઃ—"એટલાં બધાં?"

મહાદેવઃ—"જી, હા!"

વસંતકુમારઃ—"હવે કેટલું ચાલવાથી હું બહાર નીકળી શકીશ?"

મહાદેવઃ—"લગભગ ૨૦૦ ફુટ!"

વસંતકુમારઃ—"અહીંથી બહાર નીકળીને કયાં જવાશે?"

મહાદેવ:—" ગંગા કાંઠે. "

વસંતકુમાર:—" ત્યારે ચાલો, મને રસ્તો બતાવો. "

મહાદેવ:—" આપ આગળ ચાલો. "

વસંતકુમાર:—" તમારેજ મને મારગ બતાવવાનો છે, તો હું શા માટે આગળ ચાલું ?"

મહાદેવ:—" આપ શેઠ છો, હું નોકર છું, નોકરથી શેઠની આગળ શી રીતે ચાલી શકાય ?"

વસંતકુમાર:—" અત્યારે હું હુકમ કરૂં છું કે તમે આગળ ચાલો. "

મહાદેવ ગભરાયો, વસંતકુમારની ઇચ્છા જાણી ગયો અને એટલામાં વસંતકુમારને કંઇક અસાવધાન જોઇને મહાદેવે તેમને એક ધક્કો માર્યો, પણ વસંતકુમારના શરીરમાં ઘણી શક્તિ હતી. તેમણે મહાદેવને કૌશલ્યતાથી એવો પછાડયો કે જેથી તે બેહોશ થઇ પડયો.

જ્યારે તેની આંખ ઉઘડી, ત્યારે તેણે જોયું તો વસંતકુમાર તેની બાજુમાં બેઠા છે તેનામાં ચેતન જોઇને વસંતકુમારે તેને કહ્યું—" કેમ ! મ્હારી સાથે લડવાની હજી વધારે હિંમત છે ? તમને પ્રથમથીજ કહી ચુકયો છું કે હું સાધારણ માણસ નથી, જો હું નિર્બળ હોત તો તમે મને અહીંજ મારી નાખત. હવે મારે શું શું કરવું ? તે કહો, તમારી નોકરી—તમારૂં જીવન—એઉ મારા હાથમાં છે. "

મહાદેવ મુખેથી કાંઇપણ બોલી શકયો નહિ, વસંતકુમારને પગે પડી, તેણે કહેવા માંડયું—" ક્ષમા કરો સાહેબ, પેટને માટે મારે આવું નીચ કામ કરવું પડે છે. કબુલ કરૂં છું કે મારો ચ્હેરો કઢંગો અને ભયંકર છે. પણ મ્હારૂં હૃદય તેવું કઢંગુ અને ભયંકર નથી. આપ છુપી પોલીસના માણસ છો. ચાહે તેમ કરી શકશો. જ્યારે મેં આપને મારી નાખવાની ઇચ્છા કરી, ત્યારે જ આપ ધારત તો મને ગોળીથી મારી શકત. પણ આપનું હૃદય દયાળુ જણાય છે. હું સમ ખાઇને કહું છું કે હવે આ નોકરી કદી પણ કરીશ નહિ. બધી વાત ખુલ્લી રીતે કહીને હું પોતેજ પોલીસના હાથમાં જઇશ. ભીખારી થઇને મરીશ. પણ આવી નોકરી ફરીથી કદી નહિ કરી શકીશ. "

વસંતકુમાર સમજી ગયા કે મહાદેવના શબ્દો ખરા અંતઃકરણના છે. વસંત બાબુ પોલીસના માણસ હોવા છતાં તેમનું દીલ દયાળુ હતું. મહાદેવની આ સ્થિતિ જોઇ, તેમને દયા આવી. તેમણે તેને આશ્વાસન આપીને કહ્યું:-" મહાદેવ, હવે તમે સાચું કહો છો તમારી વાત પરથી જણાય છે કે તમે ઘણાં ખરાબ કામ કર્યાં છે. તમે જો તે બધું મને ખુલ્લી રીતે કહો તો હું તમારૂં જીવન બચાવીશ, જેમ બને તેમ ટુંકામાં મને હમણાં કહો. પછી ખુલાસો કરજો. સાચું કહો તમે કેટલાં ખુન કર્યાં છે? તમારા હાથમાં એક રૂમાલ જોઉં છું. થોડીક વાર પર તે રૂમાલ તમારી કેડમાં હતો. કહો આવો રૂમાલ પાસે રાખવાનું કારણ શું?

મહાદેવઃ—" મારી શેઠાણી, અને તેની દાસી ખરાબ ચાલનાં છે. દાસીની સહાયતાથી તેણી આ મકાનમાં વખતો વખત બહારથી પુરૂષો લાવે છે, અને દરેકને તેણી આજ માર્ગે કાઢી મૂકે છે. જ્યારે જ્યારે શેઠ ઘેર હોતા નથી ત્યારે આવાં કામ થાય છે."

વસંતકુમારઃ—" ત્યારે શું, આજે 'જમીનદાર આવ્યા છે' એવું દાસીએ અમને જૂઠું કહ્યું ?"

મહાદેવઃ—" આજની વાત તો હું કહી શકતો નથી. શેઠ પાછા આવે એમાં કાંઇ નવાઇ નથી. પણ દાસી તેમ કહે છે તે હું જાણું છું."

વસંતકુમારઃ—" શી રીતે જાણો છો? અને તેમ છે તો તમારી શેઠાણી પણ દાસીનો વિશ્વાસ કેમ રાખે છે?

મહાદેવઃ—" શેઠાણી એજ સ્વાર્થ સાધવા માટે દાસીને તેમ કહેવાનું અગાઉથી ભણાવી રાખ્યું છે."

વસંતકુમારઃ—" કેમ. તેનું કારણ શું?"

મહાદેવઃ—" આવેલા પુરૂષ સાથે મોજમઝા સમાપ્ત થયા પછી છુપી રીતે આ માર્ગમાં કાઢી મુકવા માટેજ."

વસંતકુમારઃ—" જ્યારે તમારા શેઠ ખરેખર ઘેર ન હોય, ત્યારે પણ શા માટે શેઠાણી તે યુવકોને આ રસ્તે મોકલી દે છે?"

મહાદેવઃ—" તેમને એકદમ ઠેકાણે કરી નાખવાને માટે!"

વસંતકુમારઃ—" શા કારણથી?"

મહાદેવઃ—" કારણ એજ કે તેણી યુવકો સાથે મોજમઝા કરે છે એ વાત શેઠના અગર કોઇપણ પ્રાણીના જાણવામાં ન આવે

તેટલા માટે યુવકોને અહીં પધરાવે છે તેઓ બિચારા ઘેર જવાના બદલે મારા હાથમાં આવી પડે છે—ને હું જે મારા ઉપર હુકમ છે, તે બજાવું છું—હતભાગ્ય યુવકોને મોટે ઘેર મોકલાવી આપું છું.

વસંતકુમારઃ—"તમારા ઉપર શો હુકમ છે?"

મહાદેવઃ—"તેઓને મારી નાખીને ગંગાના પાણીમાં ફેંકી દેવાનો!"

વસંતકુમારને પોતાનો પ્રયાસ સફળ થયાનું જણાવા લાગ્યું. તે ઘણાજ ખુશી થયા. જે કામ સાત દિવસની અંદર કરી આપવાની તેમણે પ્રતિજ્ઞા લીધી હતી-તેજ કામ ત્રણ દિવસમાં પૂરૂં થવાથી તે મનમાં પ્રભુનો આભાર માનવા લાગ્યા. પછી તેમણે મહાદેવને કહ્યું—"તમે તેમને કેવી રીતે મારી નાખતા?"

મહાદેવઃ—"આ રૂમાલ વડે ફાંસો દઇને!"

વસંતકુમારઃ—"અહા! શો સર્વનાશ! ત્યારે તો તમે કાંઇ જેવા તેવા માણસ નથી—ખરેખર ફાંસિયા ઠગ છો—હું એમ જાણતો હતો કે નામદાર વાઇસરાય લૉર્ડ વિલિયમ બેન્ટિકે ફાંસિયા ઠગોનો એકદમ નાશ કરી નાખ્યો છે. પણ તમને જોઇને મારી તે ધારણા ખોટી પડે છે.

મહાદેવઃ—"ના સાહેબ, હું ઠગ નથી. ફક્ત ઠગોની માફક માણસ મારવાનું શીખ્યો છું!"

વસંતકુમારઃ-"તે યુક્તિ તમે કયાંથી શીખ્યા?"

મહાદેવઃ-"એક ઘરડા ઠગે મને શીખવ્યું હતું, કોઇક વખતે મેં તેના ઉપર થોડો ઉપકાર કર્યો હતો તેથી તેણે મરતાં પહેલાં મને આ કળા શીખવાડી હતી.

વસંત કુમારઃ—"મરતાં મરતાં પણ તમને આ વિદ્યા દાન કરી ગયો છે કેમ? ઠીક તમે હમણાં કહી ગયા કે ગંગાના પાણીમાં લાશ નાખી દઉં છું. આ સુરંગની અંદર થઇને ગંગા કાંઠે જવાય છે? કારણકે બીજે કયાંઇ જઇને લાશ નાખવાથી ઘણાં માણસો જાણી જાય."

મહાદેવઃ-"આપનું ધારવું ખરૂં છે, અહીંથી ૧૦૦ ફુટ દૂર એક નાનકડી બારી છે. તેમાં થઇનેજ ગંગા કિનારે જવાય છે. અને ભરતી વખતે ત્યાં સુધી પાણી આવે છે. જ્યાં સુધી બારીની પાસે પાણી

ન આવે ત્યાં સુધી મડદાં અહીંજ પડયાં રહે છે. અને ભરતીનું પાણી ચઢે છે. એટલે હું તે નદીમાં ફેંકી દઉં છું.

વસંતકુમારઃ—" તમારા શેઠ કદી અહીં આવે છે ?"

મહાદેવઃ—" જી, હા, તે કોઇ કોઇ વખત આવે છે."

વસંતકુમારઃ—" શા માટે ? "

મહાદેવઃ—" ત્રિજોરી બરાબર છે કે નહિ તે તપાસવા આવે છે. આ સામે ભારે દિવાલ દેખાય છે તે પોલી છે ને તેમાં મારા શેઠની પુષ્કળ દોલત છે.

---

## પ્રકરણ ૧૧ મું.

---

મહાદેવ પાસેથી બધી હકીકત સાંભળી લેઇ વસંતકુમારે કહ્યું—" મહાદેવ ! નરહત્યા કરવાથી કયી સજા થાય છે, તે તમે જાણો છો ? "

મહાદેવઃ—" જી હા, ફાંસીએ લટકાવવામાં આવે છે પણ આપે મને અભયદાન આપ્યું છે કે " આપ મારો પ્રાણ બચાવશો." અને તેજ આશાથી હું બધી વાત આપને કહી ચુકયો છું. હવે તો જેવી આપની મરજી ? "

વસંત કુમારઃ—" તમારા જેવા પાપીને બચાવવા એ ધર્મ વિરૂદ્ધ હોવા છતાં પણ મેં જયારે વચન આપ્યું છે તો હું તમારૂં રક્ષણ કરીશ. પણ તમે હવે અહીં રહેવા પામશો નહિ. "

મહાદેવઃ—" હું પણ અગાઉ કહી ગયો છું કે મારે હવે અહીં રહેવાની જરાય ઇચ્છા નથી. મારો પગાર થોડો હોવા છતાં જે દિવસથી હું શેઠાણીનું કામ કરૂંછું ત્યારથી મને ખાનગી રીતે ઘણા રૂપીઆ મળેલા છે. હવે મારે નોકરી કરવાની જરૂર નથી. મેં જેટલા રૂપીઆ મેળવ્યા છે તેટલાથી મારૂં બાકીનું જીવન સુખેથી ચલાવી શકીશ. હવે તો આપની દયા હશે તો હું અહીંથી ચાલ્યો જઇશ. "

મહાદેવ પોતાની ઓરડીમાં ગયો. ત્યાંથી તે એક નાનકડી પેટી તથા ટ્રંક લેઇ બહાર નીકળ્યો. પછી બાબુને પોતાની પાછળ પાછળ આવવા ઇસારત કરી. ને બેઉ જણા સાંકડે રસ્તે ચાલવા

લાગ્યા. અને કદાચ મહાદેવ નાસી જાય તે ભયથી વસંતકુમારે પોતાની રીવોલ્વર પણ તૈયાર રાખી.

સુરંગને છેડે જઇને મહાદેવે કહ્યું—" સાહેબ, સદ્ભાગ્યની વાત છે કે હજી સુધી ભરતી આવી નથી. જેથી આપણે નાસી જવાનો બરાબર આજ વખત છે. વધારે રાત્રી ગઇ હોય એમ જણાતું નથી. જેથી આપણે થોડા વખતમાં બાજે કયાં જઇ શકીશું."

વસંતકુમારે ખીસામાંથી ઘડીયાળ તથા બત્તી કાઢી. બત્તીના પ્રકાશથી ઘડીયાળ જોયું તો બે વાગી ગયા છે.

તેમણે મહાદેવને કહ્યું:—" આપણે અત્યારેજ ગંગાની સામી તીરે પહોંચીને ફરાસ ડાંગાના કોઇ પણ દોસ્તના :મકાનમાં જઇશું. ચાલો વખત લંગાડો નહિ. "

બન્ને જણા ગંગા કિનારે જઇ પહોંચ્યા. વસંતકુમારે મહાદેવને કહ્યું:—" મહાદેવ, તમારી વાતપર વિશ્વાસ રાખીને મેં તમને બાંધ્યા નથી, નહિ તો તમે જે જે કામ કર્યાં છે તે ઉપરથી તો તમને બાંધીને લઇ જવા એજ ઉચિત છે. માટે જો જો નાસી જવાનો વિચાર કરશો નહિ. જો જરા પણ વિશ્વાસઘાતકર્યાનું ચિન્હ તમારામાં જોઇશ, તો આ રીવોલ્વરથી ઠાર મારીશ. "

મહાદેવે જવાબ આપ્યો—" આપને હું સારી રીતે ઓળખી શકયો છું. આપ ડીટેક્ટીવ હોવા છતાં પરમ દયાળુ છો. નહી તો પોલીસના હાથમાંથી મારા જેવા અઘોર ખુનીને બચવાની આશા ક્યાંથી ? આજથી હું આપનો ગુલામ થયો છું. આપના હુકમ વિના કોઇ પણ કાય હું કરીશ નહિ. આપે જેમ મારા ઉપર કૃપા કરી છે તેમ હું આપને પણ વિપત્તકાલે પ્રાણ આપીને સહાય કરીશ. પણ આટલી રાત્રે નૌકા કયાં મળશે ? પેલી પાર જવાનો શો ઉપાય ?"

વસંતકુમાર મહાદેવના બોલવા ઉપરથી સમજી ગયા કે તે પોતાની મુક્તિની ઇચ્છા રાખે છે, પણ નરહત્યાકારીની મુક્તિ અસંભવિત જાણીને વસંતકુમારે કૌશલ્યતાથી કહ્યું:—" તમારી પ્રાણરક્ષા હું કરીશ. પણ તમારી સાથે શું કોઇ નૌકાવાળાને પિછાણ નથી ? તમે મોટા પુરૂષના નોકર હતા. ધારૂંછું કે આ તરફના ઘણા સુકાનીઓ તમને ઓળખે છે. માટે તમારા કહેવાથી કોઇ ના પાડશે નહિ. તેમ છતાં અત્યારે પેલા પાર લઇ જશે તેને હું ખુશી કરીશ."

મહાદેવઃ—" આપની વાત સાચી છે. મારે આ ઘાટના ઘણા નૌકાવાળાઓ સાથે પરિચય છે. તેઓ જરૂર મારા કહેવા પ્રમાણે કામ કરશે. પણ વખતે તેઓ મ્હારી નાસી જવાની વાત મારા શેઠને જણાવી દે તો ?—"

વસંતઃ—" તમે નાસી જાઓ છો એ વાત શા માટે જાહેર કરવી ? તમારે એમજ કહેવું કે હું શેઠના કામ સારૂ પેલી પાર જાઉં છું. "

મહાદેવે એક નૌકાવાળાને શોધી કાઢયો. અને તેણે તથા વસંતકુમારે નૌકામાં બેસીને ફ્રરાસડાંગા તરફ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૧૨ મું.

વસંતકુમાર મહાદેવની સાથે ગંગાની સામી તીરે આવી પહોંચ્યા. નૌકાવાળાને ભાડુ આપી એક ભાડુતી ગાડીમાં બેસીને ફ્રરાસડાંગાના રાસ્ટન સાહેબના મકાનમાં આવ્યા.

રાસ્ટન સાહેબ આ વખતે સુઇ ગયા હતા. વસંત કુમારે બહારના દરવાજા આગળના બે સીપાઇઓને ઉંઘતા જોઇને તેઓને જગાડયા. એક તો તેઓ સાહેબના નોકર છે. તેમનાથી ઉંઘાય કેમ! તેમાં વળી આટલીમોડી રાત્રે બે બંગાલીઓને જોઇને એક જણે કહ્યું—" મહાશય!આપ કોને શોધો છો ?—આટલી મોડી રાત્રે સાથે આપની કોની મુલાકાત થશે ?"

વસંત કુમારઃ—-રાસ્ટન સાહેબને મળવા માગું છું, તેમને જઇને ખબર આપો. ઘણું જરૂરનું કામ છે. "

સીપાઇઃ—-" તેઓ તો સુઇ ગયા છે, હવે અમે શી રીતે જગાડી શકીએ ? અને જો જગાડીએ તો કદાચ અમારે નોકરી મુકવી પડે. આપ પધારો—-કાલે આવજો.

વસંત કુમારઃ—-" હું પ્રથમથીજ કહી ચુકયો છું કે ઘણું જરૂરનું કામ છે. જલદી ખબર મોકલાવો. કહો કે વસંત બાબુ મળવા ઇચ્છે છે. "

સીપાઇ હવે વધારે વાત ન કરતાં અંદર ગયો જરા વાર પછી તેણે આવીને કહ્યું:—" પધારો મહાશય, સાહેબ આપની સાથે મળવા માટે દીવાનખાનામાં આવીને બેઠા છે. "

વસંતકુમાર મહાદેવને સાથે લેઇને સીપાઇની પાછળ પાછળ ચાલી રાસ્ટન સાહેબ પાસે આવી પહોંચ્યા. મહાદેવની ભયંકર મૂર્ત્તિ જોઇને રાસ્ટન સાહેબ ચમક્યા, અને પૂછ્યું. "વસંત બાબુ, આપની સાથે આ માણુસ કોણ છે ?"

વસંતકુમારઃ—"આપને આટલી મોડી રાત્રે તકલીફ આપી માટે માફ કરજો. મારા સાથીનું નામ મહાદેવ !"

રાસ્ટનઃ—"આપની મુલાકાત માટે તો હું આતુરજ છું મારા કામ માટે આવ્યા છો તેમાં વળી તસ્દી શા માટે ? પણ આ માણુસને કેમ લાવ્યા છો ?"

વસંત કુમાર અને રાસ્ટન સાહેબે મહાદેવ જાણી શકે નહિ માટે ફ્રેન્ચ ભાષાંમાં વાતચીત કરવા માંડી.

વસંત કુમારઃ—"મહાદેવ, નૈહાટીના જમીનદાર નરેન્દ્ર કૃષ્ણુના બગીચાનો રક્ષક છે. જેને માટે તેને અત્રે લાવવો પડયો છે તે તમે હમણાંજ જાણુશો."

રાસ્ટનઃ—"ત્યારે શું નરહત્યાકારી રાક્ષસ આ માણુસ પોતેજ છે ? તેનો ચ્હેરો જોતાંજ મને એવી સંકલ્પના ઉઠે છે !"

વસંત કુમારઃ—આપની ધારણા ખરી છે. પણ આ માણુસ પારકી સત્તા નીચે નરહત્યા કરતો હતો—પોતાની ઇચ્છાથી નહિ."

રાસ્ટનઃ—"એમ કેમ ?"

વસંત કુમારઃ—"આજે એક મોટું રહસ્ય હાથ લાગ્યું છે એમ કહીને બધી હકીકત તેમણે રાસ્ટન સાહેબને કહી સંભળાવી. અને પછી હસતાં હસતાં ગાલનો ડાઘો બતાવીને કહ્યુંઃ—"મને હજી અહીં દુઃખાવો થાય છે !" બધી વાત સાંભળીને રાસ્ટન સાહેબે અજાયબ થઇને પૂછ્યું—"હવે ખરા ગુનેહગારને પકડવાનો શો ઉપાય કરવો ? જમીનદાર અને તેની સ્ત્રી સવાર પડતાંજ મહાદેવના નાસી જવાના સમાચાર જાણી જશે. વળી જમીનદાર પત્નિ કૌશલ્યથી પતિને છેતરીને નાસી પણ જશે. અને જો તેમ થાય તો તમારો આટલો બધો પરિશ્રમ વિફળ જશે."

વસંત કુમારઃ—"આપ ખરૂં કહો છો, અને હું તેથીજ આજ રાત્રે કામમયિને પકડવાનો પરવાનો બહાર પાડવા ઇચ્છું છું."

રાસ્ટનઃ—"પરંતુ નૈહાટી ઇંગ્રેજ સરકારના તાબામાં છે. ત્યાં ફ્રેન્ચ પોલીસનો કંઇ પણ અખત્યાર ચાલશે નહિ."

ઉપર આપણે જણાવી ગયા છીએ કે રાસ્ટન તથા વસંત કુમાર પોતાની વાતચીત મહાદેવ જાણી શકે નહિ માટે ફ્રેંચ ભાષામાંજ ચલાવે છે. ફ્રેન્ચોના ઘણા સહવાસને લીધે વસંત કુમારને તે ભાષા સારી રીતે લખતાં અને વાંચતાં તથા બોલતાં આવડતી હતી.

વસંત કુમારઃ—" આપની વાત ખરી છે. હું મહાદેવને આપની પાસે મૂકવા માટેજ આવ્યો છું. દેખાવમાં આ માણુસ ઘણો ભયંકર હોવા છતાં હમણાં ઘણોજ શાંત પડી ગયો છે. તેણે બધી વાત મને જાહેર કરી છે. અને મેં તેની જીંદગી બચાવવાનું વચન આપ્યું છે. મહાદેવ એમ સમજે છે કે " વસંતકુમાર મને એકદમ છોડી દેશે. '—તેથી તે હમણાં શાંત બની ગયો છે. જો કે તેની સંપૂર્ણ મુક્તિ થવી અસંભવિત છે. તોપણ હમણાં આપણે તે સંબંધી વાત ખુલ્લી કરવાની જરૂર નથી. અને તેને મેં સંપૂર્ણ મુક્ત કરવાનું વચન પણ આપ્યું નથી. તેને હું વારંવાર કહેતો આવ્યો છું કે ' હું તારી પ્રાણરક્ષા કરીશ. પણ તેને એકદમ છુટો કરવો તે મ્હારા અખત્યારની બહારની વાત છે ! "

રાસ્ટનઃ—" હવે ખરા ગુનેહગારને પકડવા શી રીત કરીશું ? આપને મુખેથી જે જે હકીકત મેં સાંભળી તે ઉપરથી તો મને એમજ લાગે છે કે તે હત્યારી સ્ત્રીથી ન થઇ શકે એવું એક પણ કાર્ય આ દુનિયામાં છેજ નહિ. અને અવશ્ય સવારે તે નાસીજ જશે. "

વસંતકુમારઃ—" આપ મહાદેવને થોડો વખત અહીં રાખો હું હમણાંજ તેને પકડવાનો બંદોબસ્ત કરૂંછું. આટલી મોડી રાત્રે કામમયિના ઉપર વારંટ કાઢવું એ અસંભવિત છે. પણ તેણી તેથી મકાન બહાર નીકળી શકે નહિ તે ઉપાય તો કરી શકાશે. "

રાસ્ટનઃ—" હમણાં આપ નૈહાટી ન જતાં હુગલી જાઓ ને ત્યાંથી બ્રિટન પોલીસનાં માણસો લેઇને નૈહાટી જશો તો વધારે અનુકુળ પડશે. "

વસંત કુમારઃ—" મારો વિચાર પણ એવોજ છે. હું આ વખતેજ હુગલી જાઉંછું. રાત્રી હવે વધારે રહી નથી. ત્યાંની પોલીસ સાથે નૈહાટી પહોંચતાંજ સવાર પડી જશે. નૈહાટી જઇને જમીનદારને બધી વાત સમજાવી, તેમની સ્ત્રીને આપણા કબજામાં લેઇશ.

એ જમીનદાર તે પ્રમાણે કબુલ નહિ થાય તો તેમને પણ હુગલીના થાણામાં લેઇ જઇશ.

રાસ્ટનઃ—" આપની યુક્તિ ઘણી સારી છે. હું પણ આપની સાથે આવવા ઇચ્છું છું. "

વસંત કુમારઃ—" ભલે પધારો, મારી ના નથી. "

મહાદેવને રાસ્ટન સાહેબે પોતાના બંગલામાં કેદી તરીકે રાખ્યો. બે સિપાઇઓને સ્વાધિન કરી, પોતે વસંત બાબુ સાથે હુગલીનો માર્ગ પકડયો. બન્ને જણાએ ત્યાંના પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટને બધી વાત જાહેર કરી. એક ઇન્સ્પેક્ટર, બે જમાદાર અને કેટલાક કૉન્સ્ટેબલ સાથે લેઇને તેઓ નૈહાટીના જમીનદાર નરેન્દ્રકૃષ્ણના મકાન આગળ આવ્યા.

આ વખતે સવાર પડી ગયું હતું. ઝાડ ઉપર પક્ષીઓ કીલકીલ કલરવ કરી રહ્યાં હતાં. અને ખીલેલાં ફુલોની સુગંધી અંગમાં ચોળીને પ્રભાતનો મધુરો વાયુદેવ ચારે બાજુ દોડી રહ્યો હતો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

નરેન્દ્રકૃષ્ણે ગઇ રાત્રે વધારે દારૂ પીવાથી કામમયિ સાથે આખી રાત્રિ મોજમઝામાં ગાળી હતી. જેથી તે હમેશની માફક સવારમાં વહેલો ઉઠી શકયો નહોતો.

વસંત કુમારે પોતાની સાથેના બ્રિટિશ પોલિસનાં માણસોને નજીકના કોઇ એક ગુપ્ત સ્થળે રાખીને કહ્યું—" સીટીનો અવાજ સાંભળતાંજ તમે એકદમ જમીનદારના બંગલામાં દાખલ થઇ જજો." એવી સૂચના આપીને પોતે રાસ્ટન સાહેબ સાથે જમીનદારના બગીચાના દરવાજામાં પેઠા.

એક સાહેબને જોઇને બગીચાનાં દાસ દાસીઓ ભય પામ્યાં " પરંતુ કોઇ કોઇ વખતે એક બે સાહેબો નરેન્દ્રકૃષ્ણની મહેરબાની મેળવવા આવે છે, તેમાંના આ સાહેબ પણ હશે " એમ જાણતાં તેઓનો ભય જતો રહ્યો.

વસંતકુમારે બંગલાના ઓટલા આગળ ઉભા રહીને એક નોકરને પાસે બોલાવીને પૂછયુંઃ—" જમીનદાર ઘેર છે ? "

નોકરે સન્માનપૂર્વક જવાબ આપ્યો:--" જી, હા છે. પરંતુ હજી ઉઠયા નથી. અને ધારૂંછું કે આજે તે આઠ વાગ્યા પહેલાં ઉઠી શકશે નહિ. આપ ઉપરના દિવાનખાનામાં બેસો શેઠ બાબુ ઉઠશે એટલે હું ખબર આપીશ. "

વસંતકુમાર, રાસ્ટન સાહેબને લઇને નોકર સાથે દિવાનખાનામાં ગયા. અને પાસે પડેલી બે ખુરશીપર બેસીને તેઓ નરેન્દ્ર કૃષ્ણની રાહ જોવા લાગ્યા.

નોકરના ગયા પછી રાસ્ટન સાહેબે ગજવામાંથી સીગાર કાઢી, અને વાત વાતમાં બોલી ઉઠયા:--" વસંતબાબુ ! બેઅદબી માફ કરજો મારે એક વાત પૂછવી છે. "

વસંતકુમાર:—" બેલાશક કહો શી વાત છે ? "

રાસ્ટન:—" આપે મને બધી વાત કહી છે-પણ આ રહસ્ય કેવી રીતે શોધી કાઢયું ? તે કહ્યું નથી. જો કાંઇ વાંધો ન હોય તો કહેશો ? "

વસંતકુમાર:—" વાંધો કાંઇ નથી, આપ સમજી શક્યા હશો કે આ હત્યા કાર્ય કોઇ સ્ત્રી જાતિથીજ થતું હતું ! "

રાસ્ટન:—" જી, ના, તે હું સમજી શકયોજ નહોતો. "

વસંતકુમાર:—" તમારા હાથમાં જે જે મુડદાં આવ્યાં તે બધાં ખુબસુરત યુવકોનાં હતાં તેમાં એક પણ સ્ત્રી નહોતી-વૃદ્ધ નહોતો-પ્રૌઢ નહોતો-તેમ બાલક પણ નહોતું. બધા સુંદર યુવકો-અને તે વળી શ્રીમંતોના છોકરાઓ હતા. વળી ચોરી કરવાની ઇચ્છાથી તેમનાં ખુન કરેલાં નહોતાં. કારણ કે તેમના મૃત દેહ ઉપર ભારે કિંમતની ઘડીયાળ, અછોડો, વીંટી વિગેરે હતાં. તે ઉપરથી સારી રીતે હું સમજી શકયો હતો કે આ હત્યાકાંડ કોઇ યુવતી રમણીના હાથથીજ થાય છે. "

રાસ્ટન:—" ખરી વાત, કબુલ કરૂં છું. "

વસંતકુમાર:—" જ્યારે બધાં મુડદાં ગંગાના પાણીમાં તરીનેજ આવે છે. ત્યારે એમ સમજવું કે ગંગા તીરનાજ કોઇ પણ મકાનમાં આવું ભયાનક કામ થતું હશે. "

રાસ્ટન:—" શી રીતે ? "

વસંતકુમાર:—" જો એમ ન હોય તો આટલાં બધાં ખુનો થવા છતાં એક પણ પકડાયું કેમ નહિ હોય ? જો ગંગા કાંઠાથી

દૂર આ કામ થતું હોત તો બધાં મુડદાં ગંગામાં નાખવાને લાવતાંજ જરૂર કોઇક દિવસે પકડાઇ જાત. "

રાસ્ટનઃ—" હા, ખરી વાત, તે પછી ?—"

વસંતકુમારઃ—" એવો વિચાર કરીને હું નૌકામાં બેસીને ગંગાની બેઉ બાજુ તરફ જોતો જોતો કલકત્તા તરફ આવવા લાગ્યો. અને સદ્‌ભાગ્યે નૈહાટીનો પત્તો લાગ્યો. પછી તો આપ જાણો છો. "

રાસ્ટનઃ—" જી, હા. બધાં મળીને કેટલાં ખુનો થયાં છે ? "

વસંતકુમારઃ—" સાંભળ્યું છે કે, વીસ ! "

રાસ્ટનઃ—" ત્યારે આપણા ફરાસડાંગાના ઘાટમાં તો ફક્ત પાંચજ આવેલાં છે બીજાં ક્યાં ગયાં હશે ? "

વસંતકુમાર—" જરૂર કંઇક દૂર તણાઇ ગયાં હશે. "

રાસ્ટનઃ—" કેમ ? નજીકના બીજા કોઇ ઘાટમાં જઇ શકે નહિ ?"

વસંતકુમારઃ—" ના, જો તેમ હોત તો આટલો બધો વખત ગુમાવવો પડત નહિ. કેટલાય દિવસ અગાઉ તમે ખબર મેળવી શક્યા હોત ! ફરાસડાંગા તરફ ગંગાનો એ વાંક છે જેથી ત્યાં ગંગા જરીક વાંકી થઇને-વહે છે. નજીકના બીજા કોઇપણ ઘાટમાં તેવો વાંક નથી. બધાં મુડદાં પુર આવવા પહેલાંજ ગંગામાં નાખી દેવામાં આવતાં હતાં. જેથી તે બધાં પાણીના જોસવડે જલદી તણાઇ જતાં. બધાં મળીને વીસ ખુન થયાં છે પરંતુ પંદરેક ક્યાં ગયાં છે તેની આજ સુધી ખબર મળી નથી. ફક્ત ફરાસડાંગા તરફ ગંગાજીનો વાંક હોવાથી માત્ર પાંચજ મુડદાં આપને હાથ લાગેલાં છે.

વસંતકુમારની વાતથી રાસ્ટન સાહેબ ઘણા આશ્ચર્યચકિત થઇ ગયા. તથા તેમની તિવ્ર બુદ્ધિની મનમાં પ્રશંસા કરવા લાગ્યા.

## પ્રકરણ ૧૪ મું.

આઠ વાગતે નરેંદ્રકૃષ્ણ દિવાનખાનામાં આવ્યા. બે અપરિચિત વ્યક્તિને જોઇ તેમણે વસંતકુમારને પૂછ્યું—" મહાશય ! આપ ક્યાંથી પધારો છો ? શા પ્રયોજનથી અત્રે આપનું આગમન થયું છે ? "

વસંતકુમાર:—"એક છુપા કામને માટે આપની પાસે આવ્યો છું જો ગુસ્સે ન થાઓ તો જાહેર કરું. ક્યાંથી આવું છું તે પછીથી કહીશ!"

નરેંન્દ્રકૃષ્ણ:—" ગુસ્સે શા માટે થઇશ? કહો, આપને શું કહેવાનું છે? આપ કોણ છો? અને આ સાહેબ પણ કોણ છે?"

વસંતકુમાર:—" હું કલકત્તાનો ડિટેક્ટીવ છું. અને મારું નામ વસંતકુમાર છે. તથા આ સાહેબ ફરાસડાંગાના પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ છે."

નરેંન્દ્ર કૃષ્ણ પોલીસનું નામ સાંભળતાં જરીક કંપ્યા. પણ હજુ સુધી તેમણે કંઇ દુષ્કર્મ કરેલું ન હોવાથી તેમને કાંઇ ભયનું કારણ નહોતું. છતાં પણ તેમણે ભયભીત સ્વરે જવાબ આપ્યો- " આપને અહીં આવવાનું કારણ શું ? "

વસંતકુમાર:—" લગભગ એક વરસથી ફરાસડાંગાના ઘાટમાં કોઇ શ્રીમંત યુવકોનાં મડદાં તરી આવે છે. આ વરસમાં એવાં પાંચ મુડદાં હાથ લાગ્યાં છે. આજ સુધી તેનું કાંઇ પણ કારણ જણાતું નહોતું. આ રહસ્યનો ભેદ શોધી કાઢવા માટે મને નીમવામાં આવ્યો છે. અને હું ફત્તેહમંદ પણ થયો છું. "

નરેન્દ્રકૃષ્ણ:—" એવો દુષ્ટ કોણ છે? જો આ મકાનમાંનું કોઇ હશે તો હું હમણાંજ તેને આપના હાથમાં સોંપીશ. "

વસંતકુમાર:—" આ મકાનનુંજ માણસ—આપનીજ સ્ત્રી!"

નરેંન્દ્રકૃષ્ણ:—" મહાશય! હું ધનાઢ્ય જાગીરદાર-નૈકાટિપતિ મારી પણ તમે મશ્કરી કરો છો કે? "

વસંત કુમાર:—" જી, ના, આ મશ્કરીનો વખત નથી. આપની સ્ત્રીનું ચારિત્ર્ય અત્યંત ખરાબ છે. ગઇ રાત્રે આપના ઘેર આવવા પહેલાં તેણીએ મનેજ પોતાનાં મન—પ્રાણ સોંપ્યાં હતાં. જો વિશ્વાસ ન આવે તો તેણીની દાસી તથા આપના ગુપ્ત ધનરક્ષક મહાદેવને પૂછવાથી બધી હકીકત જણાશે!"

નરેંન્દ્રકૃષ્ણે ક્રોધિત થઇને સીપાઇઓને આ બે માણસોને દિવાનખાનાના બહાર કાઢી મૂકવાનો હુકમ કર્યો. પરંતુ વસંત કુમારે તેથી ન ગભરાતાં ગંભીરપણે કહ્યું—" અમે બેજ માણસ આવ્યા નથી." એમ કહીને સીટી વગાડી કે તરતજ ઇન્સ્પેક્ટર, જમાદાર અને દસ બાર કોન્સ્ટેબલો આવી નરેંન્દ્રકૃષ્ણના દિવાનખાનામાં ઉભા રહ્યા. નરેન્દ્રકૃષ્ણને વાત સાચી લાગી. તેણે ભય પામીને કહ્યું—"જો એમજ હોય તો મારી સ્ત્રી પાસે ચાલો જોઉં છું કે તેણી શું કહે છે?"

વસંતકુમારઃ—હું પણ પ્રથમ તેજ કહેવાનો હતો."

નરેંન્દ્રકૃષ્ણઃ—"પરંતુ આપને એકલા અંદર આવવું પડશે. હું બધાં પોલીસનાં માણસોને અંદર આવવા દઇશ નહિ. પહેલાં તો આપની વાત સાંભળીને મને ગુસ્સો ચઢયો હતો ખરો પણ મને સહસા શક ઉત્પન્ન થાય છે. જેથી આપની વાતમાં મને કંઇક સત્યતા લાગે છે. માટે આપ ચાલો, મારી સાથે આવો."

વસંતકુમાર તેમની સાથે ગયા. જતાં જતાં તેમણે પૂછયું—"મહાશય, એમ સહસા સંદેહ ઉત્પન્ન થવાનું કારણ શું?"

નરેંન્દ્રકૃષ્ણે ઓરડાની એક બાજુપર લેઇ જઇને ધીમેથી કહ્યું—"ગઇ રાત્રે મેં પોતે દારૂ પીધો હતો ને હું ઘેર આવ્યો ત્યારે મારી ગેરહાજરીમાં તેણીએ પણ દારૂ પીધો હોય તેમ મને લાગ્યું હતું."

વસંતકુમારે તેમને બધી વાત જાહેર કરીને કહ્યું—"તેમાં આપ પોતે પણ દોષિત છો. પહેલાં તો વૃદ્ધ ઉમ્મરે એક યુવતી રમણીને પરણી તેનું જીવન બગાડયું છે વળી તમે પોતેજ તેણીને દારૂ પીતાં શીખવાડયું છે."

નરેંન્દ્રકૃષ્ણે અપમાનથી—અભિમાનથી—અને ક્રોધથી તપી જઇને કહ્યું—"ઠીક ચાલો હવે તેણીને પૂછી જોઇએ."

વસંતકુમાર નરેંન્દ્રકૃષ્ણની સાથે અંતઃપુરમાં ગયા. પતિ સાથે વસંતકુમારને આવતા જોતાંજ કામમયિના હાંજા ગગડી ગયા—તેણીનું સર્વ શરીર ભયથી ધ્રૂજવા લાગ્યું— સર્વ ગાત્રો શિથિલ થઇ ગયાં—મુખ વિવરણ તથા નિસ્તેજ થઈ ગયું—શરીરમાં પરસેવો ભરાઇ આવ્યો-શ્વાસોશ્વાસ જલદીથી વહેવા લાગ્યો. અને તેણી પત્થરની મૂર્તિ માફક સ્થિર થઇ ગઇ.

નરેંન્દ્રકૃષ્ણ આ ઉપરથી બધું સમજી ગયા. તેઓને હવે વધારે પૂછવાનું રહ્યું નહિ. કામમયિની અવસ્થા જોતાંજ તેણીને ખરી હત્યાચારિણી તરીકે ઓળખી ગયા. તેમણે ગળગળિત કંઠે કહ્યું-"કામમયિ મ્હારા પ્રેમનો—મ્હારા અંધ વિશ્વાસનો તમે મને યથેષ્ઠ બદલો આપ્યો છે. હવે તમારો છુટકો નથી—મરણ તમારે માટે તાકીદ કરે છે-હું કદાચ તમને ક્ષમા કરી શકું-પણ સરકારથી તે નહિ બની શકે-અને સરકારનો પણ સરકાર દયાળુ જગદાધાર તમને કદીપણ

ક્ષમા નહિ કરશે! જાઓ, પાપનું પ્રાયશ્ચિત ભોગવી પવિત્ર થાઓ. વધારે શું કહું? હું તમને ઘણોજ ચ્હાતો હતો."

પછીથી વસંતકુમારને કહ્યું. "મહાશય! આપે મને બરાબર શિક્ષા આપી છે. હું આજથી આપનો આભારી થયોછું. આ મારી કુલકલંકિની ગૃહદેવીને અત્યારેજ અહીંથી લેઇ જાઓ. તેણીના તગદીરમાં આવુંજ લખેલું હશે. તે હું જાણતો નહોતો. પણ મારી નમ્ર વિનંતી છે કે જેમ બને તેમ જલદી તેણીને અહીંથી છુપી રીતે લઇ જવાની કોશીષ કરશો."

વસંતકુમારે તે વાત માન્ય રાખી તથા કામમયિને છુપી રીતે બંધ ગાડીમાં પોલીસનાં માણસો સાથે હુગલીના થાણામાં મોકલી દીધી.

પાછા આવીને તેમણે મહાદેવની તમામ હકીકત નરેંન્દ્રકૃષ્ણને કહી સંભળાવી, તેમણે અસંતોષી ન થતાં—ખુલ્લા દીલથી કહ્યું—"સારૂં થયું છે—આટલા વખતનો જુનો નોકર થઇને આવડું મોટું ભયંકર વિશ્વાસઘાતકનું કામ કરે તેનું શાસન એવુંજ જોઇએ.

## પ્રકરણ ૧૫ મું.

કામમયિ, મહાદેવ, અને કામમયિની દાસીને ગુન્હેગાર તરીકે પરેહજ કરવામાં આવ્યાં. થોડા દીવસ પછી માજીસ્ટ્રેટ સમક્ષ કેસ ચાલ્યો. તેમાં પ્રથમ જુબાની મહાદેવની લીધી. તે નીચે પ્રમાણે હતી—

મ્હારૂં નામ—મહાદેવ. મ્હારા બાપનું નામ—વીઠુ. ઉમર વરસ—૪૫. જાતે—મરાઠો. રહેવાસી—સતારાનો. ધંધો—નોકરીનો.

હું પ્રતિજ્ઞાપૂર્વક લખાવું છું કે—આજે લગભગ વીસ વર્ષ થયાં હું બાબુ નરેંદ્રકૃષ્ણને ત્યાં નોકરી કરૂં છું. બાબુએ છ વરસ થયાં ફરીથી લગ્ન કર્યું છે મ્હારાં જુનાં શેઠાણી ઘણાં માયાળુ-ધર્માત્મા અને ઉદાર દીલનાં હતાં. તે જ્યાં સુધી હયાત હતાં ત્યાં સુધી એક બ્રાહ્મણ, અને એક કાયસ્થ એમ બે નોકરો તેમની સ્ત્રી સાથે અંતઃપુરમાં કામ કરતાં અને પુરૂષો મ્હારી સાથે રાત્રે ત્રિજોરી રક્ષાનું કાર્ય કરતા. એ બ્રાહ્મણ અને કાયસ્થ કુટુંબ ઘણાંજ પવિત્ર અને ધર્મચુસ્ત હતાં. જેથી મર્હુમ શેઠાણી તેમની ઘણી બાલાશ રાખતાં.

શેઠાણીના સ્વર્ગવાસ પછી તેમનું ક્રિયાખર્ચ સમાપ્ત થતાંજ શેઠે ફરીથી લગ્ન કર્યાં, અમારાં નવાં શેઠાણીએ બંગલામાં પગલાં કર્યાં. શરૂઆતમાં તો તે સારાં જણાયાં. પરંતુ કહેવત છે કે—"સારી પેઠે સહવાસ થયા સિવાય કોઇની જાતભાત જણાઇ આવતી નથી." તેમ નવાં શેઠાણીએ ધીમે ધીમે પોતાનું પોત પ્રકાશ્યું. મ્હારી સાથે ઉપરોક્ત નોકરો હતા તેમની સાથે તેઓ હમેશાં તકરાર કરતાં. અને અંતઃપુરમાં કામ કરતાં તેમનાં બૈરાં છોકરાઓને કનડતાં કારણ કે તેઓ શેઠાણીના મતથી કોઇ કોઇ વખત વિરૂદ્ધ પડતા હતા. હું વૃદ્ધ અને જુનો નોકર એકલો હોવાથી શેઠાણીને "હાજી હાજી" કરી ખુશી રાખતો જેથી તેમની મ્હારાપરની કૃપામાં વૃદ્ધિ થતી ગઇ. આખરે શેઠાણીએ અમારા શેઠને ઉશ્કેરીને બેઉ નોકરોને બરતરફ કરાવ્યા. તેઓ બીચારા પોતાના કુટુંબ સાથે રડતા કકળતા અમારો બંગલો ત્યાગ કરી કુટુંબ સમેત ચાલ્યા ગયા. ત્યારબાદ શેઠાણીએ પોતાના પિયરમાંથી એક દાસીને અહીં બોલાવીને રાખી. અને "નોકરોનું ખર્ચ નકામું હતું. નાહક ખાઇ પીને પડયા રહેનારા નોકરોની આપણે શી જરૂર છે? આ દાસી એકલી અંતઃપુરમાં બસ છે. મ્હારે બીજા માણસોની વધારે જરૂર નથી—" એવું એવું સમજાવી શેઠને પણ શાન્ત કર્યાં. શેઠની ઉમ્મર ૫૫ વરસ ઉપરાંતની હતી. અને શેઠાણીની ઉમ્મર ૧૬-૧૭ વર્ષની હશે અમારા શેઠને જમીનદારીનાં તથા સ્નેહીસગાંઓનાં કાર્યો માટે વારંવાર કલકત્તે જવું પડતું અને તેઓ રાત્રે પણ ત્યાંજ રહેતા. કદી કદી મોડી રાત્રે યા પરોઢ થતાં પણ પાછા આવતા. શેઠાણીએ મ્હને ધમકી આપી હતી કે "જો તું મ્હારા કહ્યા પ્રમાણે ચાલશે નહિ તો ત્હને પણ કાઢી મૂકાવીશ. અગર ગરદન મરાવીશ. અને જો મ્હારા મતને અનુકુળ રહી મ્હારા કહેવા પ્રમાણે કામ ઉઠાવીશ તો ત્હને વખતો વખત નાણાંની ભારે રકમ બક્ષીસ મળશે. અને શેઠ તરફથી પણ ત્હારા પગારમાં પ્રમોશન મળશે." એમ સમજાવીને મ્હારે શું શું કાર્ય કરવાનું તે તેમણે મ્હને સમજાવી દીધું હતું. જ્યારે શેઠાણી કોઇ નવા આશકને પકડી લાવી ભોગવિલાસથી પરિતૃપ્ત થતાં ત્યારે તેને સુરંગની બારી વાટેથી વિદાય કરતાં. ભયથી વિહ્વળ થએલો પારકા ઘરમાં પેઠેલો તે કામાતુર ચોર સુરંગમાં સિધો ચાલ્યો આવતો એટલે ત્યાં આગળ આરસની ફરસીપર ચાલતાં જ તે ધબાક દઇને જમીનપર પડતો, તેના ધબાકાના અવાજ સાથેજ હું બેઠો

ચઇ તેના ગળામાં ફાંસો દઇ, ગુંગળાવીને મારી નાખતો. અને તે સુરંગનું એક નાનકડું બારણું ગંગાના વાંક આગળ આવેલું છે ત્યાં તે શબને લઇ જઇ ઉભો રહેતો. હમેશાં મ્હોટા મળસ્કામાં ત્યાં ભરતીની છોળો આવે છે તે છોળોમાં શબને ફેંકી દઇ બારી બંધ કરી, મ્હારી જગાપર આવી સૂઇ જતો. શબના શરીરપરનો કોઇપણ દાગીનો યા વસ્ત્ર લેવાની મ્હને શેઠાણી તરફથી સખ્ત મનાઇ હતી. અમારા શેઠની અખુટ સંપત્તિ સુરંગની સુરક્ષિત ત્રિજોરીમાં છે. ને તેમાં સોનાનાં તથા ઝવેરાતનાં અસંખ્ય આભૂષણો છે. શેઠાણીએ મ્હને કહ્યું હતું કે “ તેમાંથી ત્હને ગમશે તે અલંકાર ભેટ આપવામાં આવશે. ” આથી હું તે મૃતદેહનાં ઘરેણાંઓ ઉતારી લેવાની બીલકુલ કોશીષ કરતો નહિ. એવાં એવાં મ્હેં આજ સુધીમાં વીશ ખુન કર્યાં છે પરંતુ તેમાંના કોઇના પણ દાગીનાને મ્હેં કાઢી લીધા નથી. પરમ દીવસે રાત્રે કોર્ટમાં હાજર છે તે છુપી પોલીસના સાહેબને અમારી શેઠાણીએ સુરંગની બારી વાટે હડસેલી મૂકયા હતા. તેમને પણ હું ફાંસીથી મારી નાખવાની તૈયારીમાં હતો. પરંતુ મ્હારા અને શેઠાણીના પાપનો ઘડો ભરાઇ ચૂકેલો તેથી તે સાહેબના અપરિમિત સામર્થ્યથી હું મ્હારા પ્રયત્નમાં નાસી પાસ થયો છું; સાહેબે મ્હને મ્હારા પ્રાણ બચાવવાનું અભયવચન આપ્યું એટલે મ્હેં આ ભયાનક નરહત્યાકાંડની અથઇતિ કથના તેમને કહી દીધી. અને મ્હારો સર્વ સામાન ત્યાંથી ઉઠાવી લેઇ એ નીચ કાર્યથી નિર્મુક્ત થઇ હવેનું મ્હારૂં અવશેષ જીવન નિષ્પાપપણે ગાળવાની ઇચ્છાથી સાહેબ સાથે અહીં આવ્યો છું. અને પરમેશ્વર સાક્ષી રાખીને સત્ય ઉચ્ચારૂં છું કે સરકાર માબાપ મ્હારી અજ્ઞાનતા, તથા આ વૃદ્ધાવસ્થાપર દયા કરી મ્હારૂં બાકીનું જીવન ભગવદ્‌ભજન કરી મ્હારા આત્માના કલ્યાણાર્થે મ્હને બક્ષીસ કરશે તો હું મ્હારા અઘોર ગુન્હાઓનું પ્રાયશ્ચિત કરી પ્રભુ ભક્તિમાં અવશેષ જીવન ગુજારીશ.” એટલું કહી મહાદેવ પ્રાણભયથી રડી પડયો. પોલીસ તેને ત્યાંથી કેદીઓની રૂમમાં તેની મુકરર જગાએ લઇ ગયા.

ત્યાર બાદ દાસીની જુબાની લેવામાં આવી તે નીચે પ્રમાણે, હતી—મ્હારૂં નામ-ચંદા મ્હારા બાપનું નામ છોટાલાલ ઉમર વરસ-૨૧ જાતે-વાણીયા ધર્મ-વૈષ્ણવનો રહેવાસી-હુગલી ધંધો-ઘર કામનો હું ઇશ્વર રાખે પ્રતિજ્ઞા પૂર્વક લખાવું છું કે-મ્હારાં માબાપ

હુગલીમાં મ્હારી શેઠાણી કામમયિના પિયરના ઘર નજીક રહેતાં હતાં ત્યારથી મ્હારે અને કામમયિને સહીપણાં હતાં મ્હારાં લગ્ન કલકત્તાના એક શ્રીમંત વણિક કુટુંબના ૭-૮ વરસના વર સાથે ઉંચ કુળ અને અપાર દ્રવ્યની આશાએ કર્યાં હતાં. હું પરણી ત્યારે મ્હારી ઉમ્મર ૧૫ વરસની હતી. પરણીને હું સાસરે આવી ત્યારે મ્હારો બાળુડો વરરાજા પાટી પુસ્તક લેઇ નિશાળે ભણવા જતો તેને "વહુવર" ના સંબંધનુ કાંઇ ભાન નહોતું. ન્હાના વરની વહુઓ ઉપર " વહુ તરીકે સાસુઓજ સત્તા ભોગવે છે. મ્હારા વરની પદવી મ્હારી સાસુએ લીધી, અમારા આર્ય સંસારમાં કહેવત છે કે—" બેસતો રાજા અને આવતી વહુ " એ બે પહેલેથીજ દમભેર ચાલે તોજ પોતાનું જીવન સુખેથી ગુજારે મ્હને મ્હારી માતા તરફથી પણ માત્ર એટલીજ કેળવણી મળી હતી. અને હું તે પ્રમાણે વર્તવા લાગી. પણ ગરીબ માબાપની કન્યા શ્રીમંત સાસરામાં પરણેલી અને મ્હારો વર બાળક, તેમજ સાસરામાં મ્હારૂં કોઇ અંતરનું બેલી ન હોવાથી મ્હારૂં પોઝીશન પાણીમાં જ ડહોળાઇ ગયું. અને નણંદ મ્હારાપર ધીમે ધીમે અપાર જુલમ ગુજારવા લાગ્યાં. સાસરેથી કંટાળીને હું પિયરમાં આવી. આ વખતે હુગલીમાં પ્લેગ જેવો પ્રાણઘાતક રોગચાળો ચાલતો હતો. મ્હારાં પાપી માતાપિતા પુત્રીને વેચી એકઠાં કરેલાં નાણાં ભોગવવા ન રહેતાં પ્લેગના પરોણા થઇ એક ખીલતી કળીને કચરી નાખવાના જાલીમ જુલ્મનું શાસન લેવાને યમરાજના ન્યાયાલયમાં પહોંચી ગયાં અને બાલિકાને વેચી મોજ શોખ ઉડાવવા ઉપજાવેલા નાણાં તેમના ક્રિયા ખર્ચમાં કામ લાગ્યાં. અમારી વાણીયાઓની નાત બહુ જુલમી છે. માબાપનું બારમું બરાબર ના કરીએ તો અમારે નાતમાં રહેવું ભારે થઇ પડે મ્હારા હિતેચ્છુ અને હિતશત્રુ સગાંઓ એ એકઠા થઇ મ્હારાં પિતાનું ક્રિયા ખર્ચ ભારે ભપકાથી ઉજવ્યું. માતાપિતા સાથેજ ગુજરી ગયાં હતાં. અને તેમના પાપધનથી તેમનું ક્રિયાખર્ચ પણ સાથેજ થયું હું અનાથ હતી સારા નરસાનું મ્હને ભાન ન્હોતું. તેમ મ્હારાપર દયાની લાગણીથી જોનાર એક દીનદયાળુ પ્રભુ સિવાય અન્ય કોઇ આંતરિક સગું નહોતુ નિર્દય નાતિલાએ મ્હારા ભવિષ્યનો યતિકંચિત્ વીચાર ન કરતાં મ્હારા પિતાની ત્રીજોરી તળિયા ઝાટક ખાલી કરી નાખી. પોતે પણ પોતાને ફાવ્યું તેમ લુંટી ગયા. અને મ્હને ખોટા હિસાબ બતાવી ખાલી

ઘર સોંપી સૌ કોઇ સગાં સ્નેહીઓ ઉપર ઉપરનાં અસત્ય અશ્રુ બિં-દુઓ બતાવી. પોતપોતાને સ્થાનકે સીધાવ્યાં. ઘરમાં વેચી ખાઇને પણ ગુજરાન ચલાવા જેવી ચીજો તે નખ્ખોદીયાંએ રહેવા દીધી નહિ. નાતવરાઓને માટે વપરાતાં વધેલું સીધું સામાન એકઠું કરી તેનાથી મ્હારૂં ગુજરાન નીભાવી રહી. હું મ્હારા કુટુંબમાં એકની એક લાડઘેલી છોકરી હોવાથી મ્હારાં માબાપે મ્હને લાડકોડમાં ઉછેરી હતી મ્હને ભણવાની કે ભરત ગુંથણ અગર ગૃહકાર્ય શી-ખવવાની તેમણે બીલકુલ કાળજી ધરાવી નહોતી. જેથી અત્યારે અનાથાવસ્થામાં હું બહુ અકળાવા લાગી. જો કે હજી મ્હને એક આશા હતી તે એ કે મ્હારા પતિ બાલ્યવસ્થામાંથી લાયક ઉમ્મરના થશે એટલે મ્હારાં દુઃખ દારિદ્ર નષ્ટ થશે. પણ અરે રે ! વિધાત્રીને મ્હારૂં એ સુખ પણ લુંટી લેવાની ઇચ્છા થઇ. ગ્રીષ્મઋતુમાં મ્હને મ્હારે સાસરેથી તેડું આવ્યું. ઘરબારને બરાબર બંધ કરી. પતિ દર્શનાભિલાષી હું શ્વસુરગૃહે સીધાવી. સાસુ નણંદના શખ્ત શબ્દ પ્રહારો અને જાલીમ જુલ્મોને સહન કરીને પણ પતિરૂપી અનેરી આશામાં હું સુખે દુઃખે દીવસો ગાળવા લાગી. પરંતુ હું હતભા-ગિનીનો વિધિવક્ર થયો, મ્હારો પતિ વીર્યપાતના રોગથી માંદો પડયો અનેક ઉપચારો અને અપાર સેવા બજાવ્યા છતાં તેને આરામ ન થયો કેમકે તે અપક્વ ધાતુનો ગેરઉપયોગ થવાથી આ ભયંકર બી-મારીમાં આવી પડયો, તે સાજો ન જ થયો. વીસેક દીવસની માંદગી ભોગવી મ્હારૂં રાંકનું રત્ન રાખમાં રગદોળાઇ ગયું. મ્હારૂં સર્વસ્થ ગયું. કાંઇ ન રહ્યું. માત્ર અભાગી મ્હારૂં અંગજ ભવસાગરમાં ભટ-કાવાને રહી ગયું.

કનક અને કુળમાં મોહિત થઇ મ્હારાં માબાપે જે મહાન્ કુટુંબના બાળવર સાથે પરણાવી તે આવી રીતે સ્વર્ગનો પરોણો થઇ પડયો. આજ સુધી હું કાંઇક સુખી હતી, હવે હું વિધવા થઇ મ્હારાં સંકટોનો પાર રહ્યો નહિ ભગવાને ભવસાગરમાં ૮૪ લાખ અવતારો નક્કી કર્યાં છે એવું મ્હેં કથાઓમાં સાંભળ્યું છે, પરંતુ તે બધાય અવતારોમાં જે દુઃખ સહન કરવું પડે છે તેના કરતાં તો વિધવા-ઓની વિપત્તિઓ અવર્ણનીયજ છે. વિધવાની વિપત્તિ વિધવાજ જાણે, સ-ધવાઓ કે પુરૂષો તે ન જાણે, અને તેમાં વળી મ્હારા જેવી અબળાઓની આપત્તિઓ તો અસહ્યજ છે. પતિ પરલોકાતિત થયા પછી સાસુ-

એને નણંદે મ્હને વધારે સતાવવા માંડી—"રાંડ પિયરમાં ભમરો ભૂંસીને મ્હારા ઘરમાં આવી, મૂઇ આવી તો આવી પણ છપ્પર પગીનાં પગલાં છાનાં ના રહ્યાં. ડાકણે માબાપને તો ખાધાં પણ મ્હારા લાડીલા છોકરાને પણ ન છોડયો." એવા એવા અમંગલ અપશબ્દોથી હમેશાં મ્હારૂં હૃદય શેકાવા લાગ્યું. પર્વત પરથી પછાડે તો તે સહેવાય, અગ્નિમાં બળવું સહેવાય, શસ્ત્રના ઘાવથી ચીરાતી ચામડીની વેદનાઓ સહેવાય. પણ હજારો માણસો સમક્ષ આવાં નીચ વાક્યો ન સહેવાય. એટલેથી મ્હારી કમબખ્તી પૂર્ણ ન થઇ. દૈવે વળી એક બીજી આપત્તિ ઉભી કરી. મ્હારા દયાળુ સસરા મ્હને સાસુ નણંદના જુલ્મથી બચાવતા. અને પુત્રને બદલે પુત્રવધુને નિહાળી નિહાળી પુત્ર શોક વીસારતા. તે પવિત્ર મૂર્તિ પૂજ્ય પણ પરલોક પંથે પધાર્યા. મ્હારૂં આ અવનિમાં એક પણ આત્મીય ન રહ્યું. સાસુ નણંદે પણ હવે હદ વાળી. મ્હને હવે મ્હારા પ્રાણ ભયની ભીતિ લાગી. જેથી છાનીમાની મ્હારા પિયરમાં નાસી આવી. ત્યાંપણ થોડા દીવસો સુખે ગુજરાન ચલાવી ભૂખમરાથી રીબાવા લાગી. પ્રેમીલાં માતા પિતાના હસ્તમાં લાડ કોડમાં ઉછરેલી—અને શ્રીમંત સાસરામાં દયાળુ સસરાની દયાપર પૂર વૈભવમાં રહેલી—આ અભાગિની અબળા હવે અત્યંત ક્ષુધાથી રીબાવા લાગી, મ્હારી જ્ઞાતિમાં પુર્નલગ્ન થતાં નથી જેથી મ્હારી જ્ઞાતિની અસંખ્ય વિધવાઓ ગુપ્ત વ્યભિચારથી દ્રવ્ય સંપાદન કરી પોતાનું ગુજરાન ચલાવે છે. અને અનેક અનર્થો કરી આર્યસંસારનું સત્યાનાશ વાળે છે આમાંની કેટલીક વિધવાઓ એ મ્હારી ભિક્ષુક સ્થિતિ જોઇ પોતાના વ્યપારમાં પ્રવેશ કરવાની મ્હને સલાહ આપી. મ્હને આજેજ વિધવાઓની આ દુર્દશાનું ભાન થયું. આજસુધી હું તેમાંનું કાંઇ જાણતી નહોતી. જોકે કેળવણીથી વિમુખ હતી. પરંતુ મ્હારી માતા સત્ય શીયળવતી હોવાથી હું તેનુંજ અનુકરણ કરી રહેલી જેથી મ્હને અસત્ય માર્ગનું અવલંબન કરવાની અભિરૂચી થઇ નહિ. મ્હેં મ્હારૂં સતીત્વ જાળવવા મન સાથે દૃઢ ઠરાવ કર્યો અને મ્હને નીચ માર્ગમાં પ્રેરનાર હત ભાગીનીઓને સખત ધીટકાર આપ્યો. જેથી તેમાંની એક વ્યભિચાર રૂપ હળાહળ વીષ ભરેલી સર્પિણી છંછેડાઇ પડી. અને અલી ભીખારીણી! તું કેવી રીતે ત્હારૂં શીયળ જાળવે છે તે હું જોઇ લેઇશ—" એમ કહી ત્યાંથી ક્રોધભેર ચાલી ગઇ બીજે દીવસે તેણી પોતાના

આશકને જાઇ મળી. અને તેને મ્હારૂં શીયળ નષ્ટ કરવા ઉશ્કેર્યો. તે નરપિશાચે આવી, મ્હારાપર અનેક યુક્તિઓ અજમાવી, અનેક લાલચો આપી. પરંતુ હુ એકની બે ન થઇ. છેવટે તે મ્હારા પર બલાત્કાર કરવા તૈયાર થયો. હુ નિરાધાર હતી. મ્હારૂં કોઇ રક્ષક નહોતું, મ્હારો આખો મહેલ્લો પણ એવા અધમો અને વિધવાઓથી ભરચ્છક હતો. બચાવનું કોઇ મ્હારૂં ન મળ્યું ત્યારે મ્હેં તેને રજસ્વાળાનું બ્હાનું આપી અટકાવ્યો જોકે કામાંધ પુરૂષો રજસ્વાળાને પણ હાથમાંથી છટકી જવા દેતા નથી. પરંતુ આ શખસ કામવિકારથી આવ્યો નહોતો, માત્ર પોતાની માશુકની ઉશ્કેરણીથી મ્હારૂં શીયળ ભંગ કરવાનેજ આવેલો હતો જેથી મ્હારી યુક્તિ અહીં બરાબર પાસ થઇ મ્હેં તેને ચોથે દીવસે આવવાનું વચન આપી યુક્તિ પ્રયુક્તિથી સમજાવી કાઢયો. તે સેતાન તો ગયો. પરંતુ પેલી રાક્ષસી બરાબર હું નાશી ન જાઉં માટે મ્હારા ઘરની ચોકી કરવા લાગી. ત્રીજા દીવસની રાત્રે તેણીને અચાનક વીંછી કરડયો એટલે તેણી હાયવલોપાતમાં પડી અને એ મળેલી તકનો લાભ લઇ હું મ્હારૂં ઘરબાર ખુલ્લું મુકીને નાસી નીકળી રેલવે સ્ટેશન પર આઠ વાગ્યા હતા. ઝવેરી અને સોનારૂપાના દાગીના વાળાઓની દુકાનો હજી ખુલ્લી હતી. પરમાત્માની દયાથી મ્હારા સસરાએ મ્હને અંતિમ સમયે આપેલી સુવર્ણ મુદ્રિકા મેં જાળવી રાખી હતી તે લઇ મ્હારા પિતાના ઓળખીતા એક વૃદ્ધ ઝવેરી પાસે ગઇ, અને તેને મ્હારી ભૂખમરાની હકીકત કહી તે વીંટીને બદલે રોકડ નાણું માગ્યું. તે વૃદ્ધે પિતાની ઓળખાણથી અને મ્હારી દયાજનક સ્થિતિથી દીલગીર થઇ મ્હને વીંટી પાછી આપીને વીસ રૂપિયા આપી કહ્યું "બેટા ! આનાથી તું થોડા દીવસ ચલાવી લે. પછી તને આજીવિકાનો કાંઇક મ્હારાથી બનતો બંદોબસ્ત કરી આપીશ." વૃદ્ધને વંદન કરી, પ્રભુનો આભારમાની હું ત્યાંથી તાબડતોબ સ્ટેશનેપર આવી. અને તરતજ ઉપડતા કલકત્તાના મેલમાં બેસી ગઇ. મ્હારા મનને તે વખતે એમ થયું કે વૃદ્ધની મદદથી મ્હારૂં ગુજરાન ચાલશે. માટે લાવ હું પાછી જાઉં. પરંતુ પાછા જવાથી તે અધમોના અસહ્ય અત્યાચારમાં આવી ફસાવાની ધાસ્તી રહેતી. વળી વૃદ્ધને આ નવી બલા જાગી હતી તે સંબંધ મ્હેં બ્હાવરી સ્થિતિને લીધે વાત પણ કરી નહોતી. રેલવેના જે ડબ્બામાં હું હતી તે ડબ્બો સ્ત્રીઓને માટે જ હતો. બેઠકથી હું અવળી ફરી

બેઠી એટલે સૌની નજર માત્ર પીઠ પરજ પડતી હતી. વળી તે ડબ્બામાં સર્વ કોઇ રંગીલી–રસીલી–આનંદ મસ્ત અલબેલીઓજ હતી. મ્હારા જેવી હતભાગીની બી કોઇ નહોતી કે જે મ્હારી ખબર અંતર પણ પૂછે હું ઘણી ગભરાઇ ગઇ–રડી ગઇ–ઘણું રડી–રડી રડીને મ્હારી ધવલ સાડી પણ ભીંજાઇ ગઇ. પણ મ્હારા અભાગિનીનાં અશ્રુઓને આશ્વાસન આપનારૂં કોઇ નહોતું. અંતે કલકત્તા આવ્યું કેટલી રાત્રી ગઇ છે તેનું પણ મ્હને સ્મરણ ન રહ્યું. મ્હેં મ્હારી બાળ સખી કામમયિની આ અણીને વખતે મદદ લેવાનું ઉત્તમ અનુમાન્યું પરંતુ તેણીના મકાન નજીકજ મ્હારી રૂદ્રાવતારી સાસુ નણંદનું રૂદ્રસ્થાન હતું જેથી ત્યાં જવાની મ્હને હિંમત નહોતી સ્ટેશનપર સર્વ કોઇની સાથે હું ઉતરી તે સમયે સ્ટેશનપર એક બ્રાહ્મણ અને કાયસ્થ કુટુંબને દુઃખદાયક સ્થીતિમાં ઉતરેલું મ્હેં જોયું. દુઃખિયા દુઃખિયાંને મળવાથી કાંઇક આશ્વાસન મળશે એમ ધારી હું તે કુટુંબની ગૃહિણીઓ પાસે જઇ બેઠી. તેમાંની બ્રાહ્મણ ગૃહિણી મ્હારી માતાની ઓળખીતી નીકળી, તેણે તરત જ મ્હને પીછાણી લીધી. હું તેણીનો પરિચય પામી. ત્યાં રોકાઇ–એક બીજાનાં કરૂણમય કષ્ટોની કથા કહેવાઇ—અરસપરસનો હૃદય ભાર ઓછો થયો મેં તેઓનાથી જાણી લીધું કે કામમયિ પોતાના કરોડાધિપતિ સ્વામી સહ ગંગાતીરે પોતાના બંગલામાં રહે છે. અને આ માણસો તેની સોકયના વખતમાં ત્યાં સેવા બજાવતાં હતાં. પણ કામમયિએ તેમનું સર્વસ્થ લુંટી લેઇ તેમને કાઢી મૂકયાં છે. બીચારાં નિરાધાર કુટુંબનાં અત્યારે " અલ્લા એક બદામ " થઇ કોલાહલમયી કલકત્તા નગરીના હાવરા સ્ટેશન જેવા કૃતાંત સ્થળે કષ્ટ કલેશાનુભવ કરતાં બેસી રહ્યાં છે. તે કુટુંબના બે અગ્રેસરોએ છેલ્લે મ્હને કહ્યું કે " જો શેઠાણીએ દયા કરીને વધુમાં વધુ પાંચ દશ રૂપિયાની રકમ અગર તેટલી ચીજનો કાંઇક દાગીનો અમારી પાસે રહેવા દીધો હોત તો અમે થોડાક દીવસ તેનાથી અમારૂં ગુજરાન ચલાવી, અહીં અમારે લાયક કોઇપણ ઉદરનિર્વાહનું કામ બેધડક શોધી કાઢત. પણ અરેરે ! તે નાલાયકનારી એ અમારાં ભૂખ્યાં બાળકોની પણ દયા ન આણી. શું તેણીની એવી અતુલનીય સૌન્દર્યતા નીચે ભગવાને જાલીમ જુલ્મનો કાળો પડદો તેના હૃદય સ્થાનપર પાથરી રાખ્યો હશે ? " મ્હને કામમયિ ઉપર કાંઇક ક્રોધ ઉપજ્યો. પરંતુ તે નકામો હતો.

કારણ કે તેની દયા ઉપરજ મ્હારૂં ભવિષ્યનું જીવનાલંબન હતું. જેથી મનની ઉઠેલી મનમાં શમાવી. વૃધ્ધે મ્હને મદદ કરેલા વીશ રૂપિયામાથી બે રૂપિયા ગાડી તથા રેલવે ખર્ચના ગએલા તે બાદ જતાં બાકીના અઢાર રૂપિયા વધ્યા હતા. તેમાથી નવ નવ રૂપિયા બન્ને કુટુંબના નાયકને વહેંચી આપ્યા અને " કોઇ સારા સ્થળે નોકરી શોધી લેજો. " એમ કહી હું કામમયિના ગંગાતીરના બંગલા તરફ વળી. તેઓ એ મ્હારી દુઃખદ કથની સાંભળી હતી. જેથી તે રકમ તેમણે લેવાને સાફ ના પાડી. કેટલેય દૂર સુધી મ્હને પાછી આપવા ને મ્હારી સાથે આવ્યા. પણ હું એકની બે ન થઇ. મેં તેમને સમજાવીને પાછા વાળ્યા. અને હું આગળ વધી સ્હવાર પડવાની તૈયારી હતી. અથડાતી ટીચાતી રાહધારીઓને રસ્તો પૂછતી હું કામમયિના મકાને આવી ત્યારે આઠ વાગી ગયા હતા. સદ્ભાગ્યે નરેંન્દ્ર કૃષ્ણ કલકત્તે ગયા છે એમ પહેરગીરના કહેવાથી જણાઇ આવ્યું. આ વખતે કામમયિ ગંગા લહરીઓની ગમ્મત અને સ્હવારની સુખકર હવા લેવા અગાશીમાં ચઢી હતી. તેની નજર દરવાજા પર પડતાં મ્હને પહેરેગીર સાથે વાત ચીત કરતી જોઇ એટલે તરત આજે કોર્ટમાં હાજર છે તે મહાદેવને બોલાવવા સારૂ મોકલ્યો તેણે પેહેરેગીર સાથે મ્હને કામમયિ સન્મુખ રજુ કરી દીધી. નજીક જતાંજ કામમયિએ મ્હને ઓળખી લીધી. અમે બાળ સખીઓ અરસપરસ મળી ઘણા દિવસની વિયોગ વન્હીને શાન્ત કરી. પહેરેગીરને તથા મહાદેવને રજા આપી. તેઓ પોતપોતાના કર્તવ્યમાં લાગી ગયા. હું અને કામમયિ ઉપર ગયાં. મ્હેં મ્હારી સર્વ હકીકત તેણીને એક પછી એક કહી સંભળાવી. કોમળ હૃદયની કુલીન કન્યા કામમયિ! મ્હારી કષ્ટ કથની સાંભળી રડી પડી. અને મ્હને અભય વચન આપી પોતાની સાથેજ રાખી. દિવસે દિવસે હું મ્હારૂં કષ્ટ વીસરતી ગઇ. પરમાત્માનો આભાર માની જીવન પૂર્ણ સુખમાં ગુજારવા લાગી. આ શ્રીમંતાઇ ઠાઠમાઠ અને સુખ વૈભવો ભોગવતાં મ્હને પૂર્વની સ્મૃતિ તાજી થતી. ત્યારે હું કલાકોના કલાક સુધી એકાંત ઓરડામાં બેસી અશ્રુવીસર્જન કરતી. અને બાળલગ્ન તથા કન્યાવિક્રય કરનારાઓને અનેકાનેક શ્રાપો આપતી. અને તે સાથે હવે મડાલસને પણ શ્રાપ આપવાનો સમય નજદીક આવ્યો.

કામમયિ સોળ વર્ષની યૌવનાવસ્થામાં વિહરતી સુંદરી હતી.

અનંગે તેને બ્હાવરી બનાવેલી હતી. તેના પતિ નરેંન્દ્રકૃષ્ણ અત્યારે ૫૬—૫૭ વર્ષના ધોળા વાળવાળા, સત્વહીન, વૃદ્ધ અને અશક્ત હતા. જેથી કામમયિ નિરંતર કામાગ્નિથી બળતી હતી. હું તેણીને અનેક યત્ને શીયળ ધર્મ સમજાવી શાન્ત રાખતી હતી. પરંતુ મન્મથના મારથી હરિહર, બ્રહ્મા તથા ઇંદ્રાદિક દેવતાઓ અને મહા મુનિવરો પણ ઘાયલ થયા છે તો બીચારી કામમયિનું શું ગજું ? વસંતરૂતુ પૂર બહારમાં ખીલી રહી હતી. બગીચાનાં આમ્ર વૃક્ષોમાં કોકિલાઓ ટહુકી રહી હતી. સાયંકાળના શીતળ પવનની સુખદ લહરીઓ ઉડાવવા કલકત્તાના કોઇ કોઇ શ્રીમંત યુવકો ગંગા તીરે આ સમયે લટાર મારવા આવતા હતા. કામમયિનું કલેજું તેમને જોઇ કપાઇ જતું. વારંવાર તેણી તેમાંના એકાદ યુવકને ભદ્રકાળીનો ભોગ બનાવવાની ભયાવહ લાલસા ધરાવતી અને મ્હને તેમાં મદદગાર થવા વિનવતી. પરંતુ હું મ્હારા નિશ્ચયથી એકપણ ડગલું પાછી નહોતી હટતી. છેવટે તેણીએ સખીભાવને વિસારી, કુલ કલંકની મર્યાદાને ટાળી, શીયળનું સત્યાનાશ વાળી, પોતાના કાર્યમાં મદદગાર થવા મ્હારાપર બળાત્કાર ગુજારવા માંડયો, અને "કાર્યમાં મદદગાર નહિ થાય તો અહીંથી તને જીવતી જવા નહિ દઉં" એમ કહી મ્હારાપર એક ગુપ્ત પહેરેગીર નીમ્યો, મ્હારી દશા ત્રિશંકુ સમાન થઇ. "ઘરની દાઝી જંગલમાં ગઇ, તો જંગલમાં લાગી આગ" એ કહેવત મ્હારે માટે સાચી ઠરી. પ્રાણ ભયથી હું થરથરી. અને તેણીની ઇચ્છા તરફ ફરી. પરંતુ તે સાથે મ્હેં મ્હારૂં શીયળ સાચવવાને તો દૃઢ પ્રતિજ્ઞા ધરી. અને સમય આવે તો ત્યાંથી નાસી છુટવાની રાહ જોઇ રહી. કામમયિ દૂરથી જે યુવકને નિહાળે તેને મ્હારે તેની સેવામા લાવી આપવોજ પડે. જો ન લાવી આપુંતો તે દીવસે મ્હારૂં મસ્તક ધડ ઉપર ન રહે. આવો તેણીએ દૃઢ નિશ્ચય મ્હને કહી સંભળાવ્યો હતો. એવી રીતે મ્હેં એક વીશેક યુવકો તેણીની આજ્ઞાથી બોલાવ્યા હશે. સુખભોગ સમાપ્ત થયા પછી કામમયિ તેમને પાછલી બારીએથી કાઢી મૂકતી એટલે તેઓ પોત પોતાને ઘેર ચાલ્યા જતા. તે બારી કયાં પડે છે ને પછી કયો રસ્તો આવે છે તેથી હું તદ્દન અજ્ઞાત છું. આજ સુધી હું એમ સમજી હતી કે દરેક યુવકો કામક્રીડાથી પરવારી પોતપોતાને ઘેર ચાલ્યા જાય છે. પરંતુ અમને પકડવામાં આવ્યાં ત્યારથી મ્હને

જણાઇ આવ્યું છે કે તે બધા યુવકોનાં ખુન થએલાં છે અને તે કામમયિએજ કરેલાં છે. છેલ્લા જે યુવકને હું બોલાવી ગઇ હતી તેની મુખાકૃતિ કોર્ટમાં હાજર રહેલા ડિટેક્ટીવ શ્રીમાન વસંતકુમાર બાબુના જેવી હતી. કદાચ તેઓ પણ હોય તો તે વાત અસંભવિત નથી. વીશ યુવકોનાં ખુન થયાં અને આ છેલ્લા યુવક પોતાના ભાગ્યબળથી બચી ગયા હોય એમ જણાય છે. જે દીવસે રાત્રે તેઓશ્રીને કામમયિએ પોતાના શયનગૃહમાં દાખલ કર્યા તેજ રાત્રી સમાપ્ત થતાં સ્હવારના આઠ વાગે પોલીસે અમને પકડયાં. અને ત્યારપછી હકીકત કોર્ટની જાણમાં છે.

હવે મ્હારી જુબાની પૂરી થાય છે. મ્હારે કાંઇ કહેવાનું નથી. અનેક પ્રાણાન્ત કષ્ટો સહીને આખરે હું ઉત્તમ વણીક જાતી કોર્ટમાં આવી કેદીના પિંજરામાં ઉભી છું. મ્હેં મ્હારાં ઉભય કુળને કુલટા કામમયિની સંગતિથી કલંક લગાડયું છે. શીયળવ્રત પાળીને પણ ન પાળ્યા જેવું કર્યું છે. હવે હું બીલકુલ જીવવા ઇચ્છતી નથી. અત્યારે મરવા કરતાં કામમયિની કુટિલ આજ્ઞા ઉઠાવતાં પહેલાંજ આત્મહત્યા કરી અસાર સંસારથી દૂર થઇ હોતતો આ સમય આવત નહિ. ખેર! સરકાર પ્રત્યે મ્હારી નમ્ર વિનંતી છે કે—મ્હને કામમયિના પહેલાંજ ફાંસીની સજા થવી જોઇએ. મ્હને કદાચ જીવતદાન આપવામાં આવે તો તે મ્હારે જોઇતું નથી. જીવીને પાછી વિધવાઓની વિપત્તિ ભોગવવા કરતાં પરમાત્માના પરધામ પ્રત્યે મળવું એજ મ્હારે માટે પરમ કલ્યાણમય માર્ગ છે.

મ્હારા આર્ય બંધુઓ ! મ્હારી આ કરૂણામય કથની સાંભળી ! મ્હારાં માબાપની માફક બાળલગ્ન, અને કન્યાવિક્રયની દૃઢતાથી દુર રહેજો. અને આ કામમયિનાં માબાપની માફક મડાલગ્નને સ્વપ્ને પણ ન સંભાળતાં સ્ત્રીઓ સુધારશો, તોજ દેશની ઉન્નતિ થશે. અને સદ્ચારિત્રવાળી સ્ત્રીઓમાંથીજ સદ્ચારિત્રયમય કન્યાઓ ઉત્પન્ન થશે. એ વાકય ન વીસરજો " દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય. " પુત્રીનું પરમ હીત તપાસી તેને નિઃસ્વાર્થપણે તપાસી વળાવવી એ દરેક માબાપનું કર્ત્તવ્ય છે. આ કર્તવ્યને ના ભૂલશો, અબળાઓના આક્રંદથી ભારત વર્ષનું નિકંદન ના વાળશો, દેશને દારિદ્રતામાં ના ડુબાવશો, આર્ય પ્રજાને નિર્માલ્ય ના બનાવશો, જો ખરૂં કહું તો પરમ મંગલમય ભારતભૂમિનું સત્યાનાશ વાળનારી અમારા જેવી અઘોર

કર્મચારી અભાગિનીઓજ છે. અને અમને એ કૃત્યોમાં ઉતારનાર બાળલગ્ન, કન્યાવિક્રય તથા મડાલગ્નની મ્હોંકાણોજ છે.

દાસી એટલું બોલી ચુપ થઇ, તેણીની આંખમાંથી પૂરપ્રવાહે અશ્રુધારા વહેવા લાગી કંઠ ભરાઇ આવ્યો, શ્વાસ રૂંધાયો, અને ધબાક દઇને તે મૂર્છિત થઇ જમીનપર પડી. માજીસ્ટ્રેટ, અન્ય અમલદારો વકીલો બારીસ્ટરો અને પ્રેક્ષકોની આંખોમાંથી પણ અશ્રુબિંદુઓ વહેવા લાગ્યાં. કોર્ટના હુકમથી કેશની ચર્ચા જોવા આવેલી સ્ત્રીઓએ દાસીને ઉચકી લેઇ પાસેના રૂમમાં મૂકી. હોસ્પીટલની નર્સે આવી તેને શુદ્ધિમાં આણી. અને તેણીની સર્વ હકીકત વાંચીને માજીસ્ટ્રેટની આજ્ઞાથી તેણીને વિશેષ સાચવવા માટે પોતાને બંગલે લઇ ગયાં.

ત્યારબાદ વસંતકુમાર ડીટેકટીવની જુબાનીની શરૂઆત થઇ.

" રાસ્ટન સાહેબે મ્હને આ ભયાનક હત્યાકાંડની કથા કહી તેને બીજેજ દીવસેથી મ્હેં મ્હારી તપાસ શરૂ કરી. ફરાસડાંગા આગળ ગંગાનો એક વાંક છે અને ત્યાં મુડદાં તણાઇ આવે છે તે પરથી મ્હેં ધાર્યું કે ખુન આ ગંગા કિનારાપરજ થતું હોવું જોઇએ જે મુડદાં તણાઇ આવ્યાં છે. તે બધાં સુંદર યુવકોનાંજ છે. તેમાં એકપણ મુડદું બાલક, વૃદ્ધ કે સ્ત્રીનું નથી. તેમજ મૃત શબપર તેમનાં અમૂલ્ય વસ્ત્રો અને દાગીનાઓ પણ જેમના તેમજ રહેતા ખુન કરવા છતાં તેમને લૂંટવામાં આવતા નહિ, આ બધી બાબતો પરથી મેં અનેકાનેક વીચારો કર્યા. ત્યારે મ્હને જણાઇ આવ્યું કે ખુન કરનારી કોઇ સ્ત્રીજ હોવી જોઇએ. અને તે સ્ત્રીપણ કોઇ ગરીબ કુટુંબની નહિ પરંતુ ધનાઢ્ય કુટુંબની સધવા વિધવા યા કુમારી હોવી જોઇએ એમ દૃઢ નિશ્ચય કરી ગંગા કિનારાના શ્રીમંત અને જમીનદારોના બંગલાઓમાં મેં તપાસ ચલાવી. એક સ્થળે ભ્રમણ કર્યા બાદ હું બાબુ નરેન્દ્ર કૃષ્ણના બગીચા તરફ આવ્યો દરવાનને પૂછતાંજ મ્હને જમીનદાર વૃદ્ધ છે. કલકત્તે ગયા છે; અને મકાનમાં શેઠાણી સિવાય અન્ય કોઇ નથી. હું થોડીવાર ત્યાં ઉભો, સંધ્યા કાળનો સોનેરી રંગ પૃથ્વી પર પથરાઇ ગયો હતો. આ વખતે બંગલાની અગાશીમાં કામમાય ઉભી હતી. તેણીએ મ્હને દૂરથી જોયો. અનિમેષ દૃષ્ટિ એ તેણી મ્હારા સામુ જોઇ રહી. હું શરમાયો ને ત્યાંથી આગળ ચાલ્યો. પરંતુ કામમયિની આતુર મૂખાકૃતિમાં મ્હારી સામે આવીને ઉભી રહી. એ દાસી તેજ હતી કે જેણીની હમણાં જુબાની થઇ ગઇ છે અને

તેની બેશુદ્ધવસ્થામાં તેણીને હોસ્પિટલમાં પહોંચાડવામાં આવી છે. દાસી પણ એટલી બધી સુંદર હતી કે મ્હેં પ્રથમતો તેને અગાશીમાં ઉભેલી શેઠાણી તરીકેજ ઓળખી. પરંતુ તેણીએ મ્હને જ્યારે પરિચય આપ્યો, ત્યારે મ્હારી ભૂલ લાગી. તેણી મ્હને મકાનમાં લઇ જવા અતિશય આગ્રહ કરવા લાગી. "શેઠાણીએજ મ્હને બોલાવા મોકલી છે, શેઠ કલકત્તે ગયા છે. તે આજે આવવાના નથી." વગેરે દાસીનાં વાક્યમાંથી મ્હને કાર્ય ફતેહમંદ થવાની આશા જણાઇ. હું વધારે આનાકાની કર્યા સિવાય તેણીની સાથે ગયો તેણી મ્હને બીજા મજલાના એક સુંદર ઓરડામાં બેસાડી ચાલી ગઇ. હું ગભરાયો. મ્હને ડિટેકટીવ ધારી કોઇએ દગાથી અહીં કેદ કરવા તો નહિ બોલાવ્યો હોય ? એ શંકામાં ભરાયો. અને મ્હારૂં બખતર બરાબર કરી, એક હાથમાં રીવોલ્વર ધરી હું થોડીવાર ગુપ ચુપ બેસી રહ્યો. ઇલેકટ્રીક લાઇટ અને પંખા પૂર જોસથી ચાલતા હતા. અને જે રૂમમાં હું બેઠો હતો. તે કોઇ મહાન્ રાજાનું અંતઃપુર હોય, એવી ભવ્યતાનો મ્હને ભાસ થતો હતો. અલ્પ સમયમાં કામમયિ સુંદર વસ્ત્રાલંકારોથી સજ્જ થઇ મ્હારી પાસે આવી. બીજી રતિ કે ઉર્વશી જેવી તેની અનુપમ સૌન્દર્યતા જોઇ હું પણ મુગ્ધ બની ગયો. કોઇ બોલી ન શકયો. તેણી મ્હારો હાથ પકડી મ્હને બીજા નજીકના ઓરડામાં લઇ ગઇ. તે ઓરડો એજ તેનું શયનગૃહ હતું. ધારૂં છું કે એવું સુંદર વૈભવાલય શયનગૃહ બીજાઓને ભાગ્યેજ હશે, શયનગૃહમાં પોતાની પાપવાસના પ્રગટ કરી મ્હને ખાત્રી થઇ કે નરહત્યાકારીણી પિશાચિણી આજ હોવી જોઇએ. હું બરાબર સપડાઇ ગયો હતો; જેથી યુક્તિપ્રયુક્તિથી વાર્તાલાપ વગેરેમાં સમય ગુમાવી રાત્રી ગાળવાની, અગર તેણી વિશેષતા વાપરે તો મ્હારા ગજવામાંના કલોરોફોર્મ નામની દવાથી તેણીને બેભાન બનાવી દેઇ મ્હારા કાર્યની તપાસ ચલાવવાનો મ્હેં નિશ્ચય કર્યો. અનેક હાવભાવથી વાર્તાલાપ કર્યા બાદ તેણીએ મ્હારે માટે સુંદર મેવો તથા ખાણું મંગાવ્યું મ્હેં ખાધું ન ખાધું કરી ટેબલ ઉપર મૂકી તેના પર એક કપડું ઢાંકી દીધું. ત્યાર બાદ કામમયિએ મ્હને દારૂ લેવાનું પૂછ્યું. મ્હને અજાયબી લાગી. આ સુંદર અબલા, ઉચ્ચ કુળની કન્યા દારૂ પીતી હશે કે શું ? મ્હેં વિશેષ ખાત્રી મેળવવા "હા" કહ્યું તરતજ તેણીએ નજીકના કબાટમાંથી ઉચા બ્રાન્ડીના બે બોટલ ગ્લાસ બહાર

કાઢયા. અને એક ગ્લાસ ભરી મ્હારા હાથમાં આપ્યો તે ગ્લાસને ટેબલપર મૂકી. બીજો મ્હોટો ગ્લાસ ભરીને મ્હેં તેણીના હાથમાં આંપ્યો " તું પ્રથમ પીએ તોજ હું પીવાનો " એમ કહી મેં તેને આગ્રહ સહ એક ગ્લાસ આપ્યો તેણી ગટગટાવી ગઇ. કવચિત્ કવચિત્ના નિશાના અભ્યાસવાળી આ અલબેલી એટલામાંજ લથડીયાં ખાવા લાગી. એટલે તરતજ મ્હેં બીજો ગ્લાસ પણ ભરી વિશેષ આગ્રહથી આપ્યો. આ ગ્લાસની અસરથી કામમયિ ભાન—સાન રહિત બની ગઇ. મ્હેં તરતજ પ્રથમનો ગ્લાસ બોટલમાં ઠાલવી દેઈ. બન્ને બોટલો નજદીકમાં સંતાડી દીધી. બેદીલી બનેલી કામમયિ મ્હને દારૂ આપવાની વાતજ ભુલી ગઇ. અને એવીજ રીતે મ્હેં યુક્તિથી મ્હારો બચાવ કરી લીધો. નિશાનું નૌતમ સામ્રાજ્ય કામમયિની નસેનસમાં વ્યાપી ગયું. તેનું હૈયું શુદ્ધ બુદ્ધ રહિત બની ગયું. ન બોલવાના ઉચ્ચારો સ્પષ્ટ અપસ્ષ્ટ રૂપે તેના મુખમાંથી નીકળવા લાગ્યા અને તે મ્હને મ્હારા કાર્યની સફળતા રૂપ જણાયા. મ્હને હવે પૂરે પૂરી ખાત્રી થઇ કે બધા યુવકોનાં ખુન કરનારી આ કામમયિજ હોવી જોઇએ. તેનાં લવરી બંધ થયા પછી તેણીએ મ્હારો હાથ પકડી, મ્હને પલંગપર પછાડી એવું ચુંબન લીધું કે જેથી મને થરથરાટ ધ્રૂજી ઉઠયો. પરંતુ સમયને માન આપીને તે સાંખી ગયો. એ ચુંબનનું લાલ ચકામું હજી પણ મ્હારા ગાલપર મોજુદ છે. આ ચુંબનથી મ્હને ખાત્રી થઇ કે યુવકોના ગાલપર જે લાલ ડાઘા જણાતા હતા, તે આ કામમયિનાં ક્રૂર ચુંબનના હતા. બસ હવે મ્હારા કાર્યમાં મ્હને ફત્તેહ મળી ચુકી. કામમયિ પાસેથી વધારે જાણવાનું રહ્યું નહિ. હવે તો ખુન કેવી રીતે અને ક્યાં થતાં હતાં તેજ તપાસવાની જરૂર રહી. એટલે મેં હવે ત્યાંથી નાશી છુટવાની યુક્તિઓ શોધવા માંડી. સદ્‌ભાગ્યે કલકત્તે ગએલા બાબુ નરેંદ્રકૃષ્ણ તેજ સમયે આવી પહોંચ્યા. દાસીએ આવીને શેઠ આવ્યાના સમાચાર આપી, બારણું ઉઘાડવા કહ્યું. કામમયિના નીશાની અસર કાંઇક ઉતરી ગઇ. અને મ્હારા ગભરાટની પણ સીમા ન રહી. મેં તેણીને મ્હારા બચાવ માટે વિનંતિ કરી. તરતજ તેણી હસતી હસતી પલંગ પરથી ઉઠી અને પાસેની ભીંતમાંથી એક કડી ખેંચી એટલે પાટીઉ ખસી જવાની સાથેજ એક માણસ જઇ આવી શકે એવી નાનકડી બારી મ્હારી નજરે પડી. તેણીએ તે બારીમાંથી ચાલ્યા જવા મ્હને સૂચના કરી હું બારી વાટે ઉતરી ગયો. જરાક આગળ ગયો તો

ઘોર અંધકાર જણાયો ભજવામાંની ઇલેકટ્રીક બત્તી ડાબા હાથમાં અને રીવોલ્વર જમણા હાથમાં ઝાલી હું આગળ વધ્યો મ્હને સ્પષ્ટ સ્હમજાયું કે હું એક સુરંગની અંદરજ ચાલ્યો જાઉં છું. કેટલેક દૂર ગયા બાદ હું લપસી પડયો. પરંતુ તેથી બત્તી અને રીવોલ્વરને અડચણ ન આવી. સંભાળીને હું બેઠો થયો. તરતજ આગળ વધ્યો, એટલે હાથમાં સફેદ રૂમાલવાળી એક ભયંકર આકૃતિએ મ્હારી સામે આવી મ્હને પકડવાની ચેષ્ટા કરવા માંડી. મેં તેના સામે રીવોલ્વર ધરી "જરા પણ તોફાન કરીશ તો જાન ગુમાવીશ." એમ કહ્યું એટલે તે આકૃતિ ચૂપ રહી. મ્હેં હાથમાંની બત્તીથી તેને જોયો તો ભયંકર ક્રૂર માણસ બીજો કોઇ નહોતો પણ પ્રથમ જુબાની આપી ગએલો મહાદેવ પિંઢારોજ હતો. તેણે પોતાના પ્રાણ બચાવના બદલામાં સર્વ હકીકત મ્હને જાહેર કરી. અને આં નીચ નોકરીને તિલાંજલી આપી, પોતાનું જે કાંઇ હતું તે સમેટી લેઇને એકદમ મ્હારી સાથે ચાલી નીકળ્યો. ખુન કેવી રીતે અને કેમ તથા કયાં કરવામાં આવતાં તે સઘળું મહાદેવ પોતાની જુબાનીમાં જણાવી ગયો છે તે વ્યાજબી છે. જેથી અત્રે તે સંબંધી વધારે વિવેચન કરવાની જરૂર નથી, અમો બન્ને જણા બહાર નીકળ્યા. અને મહાદેવ પોતાના એક ઓળખીતા નૌકાવાળાને બોલાવી લાવ્યો. મ્હેં તેની સાથે ભાડું ઠરાવ્યું. અને અમે હોડીમાં બેસી ફરાસડાંગાના ઘાટપર ઉતર્યા. ત્યાંથી લાગલાજ રાસ્ટન સાહેબને ત્યાં ગયા. તેમને મ્હેં સર્વ હકીકત કહી સંભળાવી, મહાદેવને સીપાઇના પહેરા નીચે મૂકી, અમે સ્હવાર પડતાં જ બ્રિટીશ પોલીસની મદદ લેઇ બાબુ નરેંદ્રકૃષ્ણને ત્યાં ગયા. અને કામમયિને પકડી કોર્ટમાં રજુ કરી ત્યાર પછીની સર્વ હકીકત કોર્ટના જાણવામાં છે.

આ સ્થળે મ્હારે કહેવું પડશે કે આ બધા અનર્થનું પરિણામ માત્ર મડાલગ્ન છે. જુવાની દીવાની સરખી છે. યૌવનાવસ્થામાં પુરૂષો પોતેજ કામવિકારોને વાળી શકતા નથી તો નિર્બળ :નારીઓનું શું ગજું ? એવી સ્ત્રીઓને સંસાર સુખભોગ પૂરા ન પાડવાથી તે અનાચાર તરફ વળે તેમાં કાંઇ નવાઇ નથી. જો કે દાસી જેવી આત્મસંયમ કરી શકનારી સન્નારીઓ સ્થળે સ્થળે માલમ પડી આવતી નથી. તેણીના જેવી વિપત્તિમાંથી પસાર થનારી પ્રેમદાઓ પોતાનું પાતિવ્રત્ય જાળવી શકે તેવું ઘેર ઘેર બનતું નથી. ક્ષણિક સુખ લાલસાએ ભારત વર્ષના વૃદ્ધો ખીલતી કળીઓને કચરી નાખે છે. બાળી નાખે છે.

બીચારી નિર્દોષ અબળાઓનાં જીવનો પ્રજાળી નાખે છે. જો તેઓ તેણીને સંસાર સુખ આપી શકતા હોય તો તો ધુળ નાખી. પરંતુ પોતાનામાં તે શકિત હોતી નથી. છતાંપણ નાહક કુમારી કન્યાઓ સાથે લગ્ન કરી પોતે તેને પાષાણ પ્રતિમાની માફક ખોળામાં બેસાડી રમાડયાં કરે છે. એ કન્યાઓ યૌવનાવસ્થામાં આવતાં કામમયિની કુટિલતાએ પહોંચે છે ઉભય કુળને કલંક લગાડનારી બને છે. પોતાના કુટુંબનું, કુળનું, જ્ઞાતિનું અને આખા દેશનું એવી પિશાચિણીઓથી સત્યાનાશ વળે છે. પરાઇ કન્યાને જીંદગીભરને માટે ગુલામ બનાવી, ખૂણામાં બેસાડનાર, અગર તેમના બદકૃત્યોના કારણ ભૂત થનારઓ નિષ્ઠુર હિંદુઓ તમને હજારો વાર ધિક્કાર છે. બાળલગ્ન અને વૃદ્ધલગ્ન પર સરકારે પણ કાંઇક અંકુશ મૂકવાની આવશ્યકતા છે.

વસંતકુમારની જુબાની પુર્ણ થઇ, કોર્ટનો ટાઇમ પુરો થવાથી કામમયિની જુબાની કાલપર મુલતવી રાખવામાં આવી.

બીજે દિવસે સ્હવારે અગીઆર વાગતાં કોર્ટનું કામ શરૂ થયું. હજારો માણસો આ કેસનો શું ઇનસાફ અપાય છે, તે જોવા આવતા હતા. કોર્ટમાં અસંખ્ય માણસોની હાજરી યતી હોવાથી "દોરંગી દુનિયા" માં જેના મનમાં આવે તેમ તર્ક વિતર્ક બાંધી વાતો કરતા જેથી ઘોંઘાટ થઇ રહયો. પોલીસોના સખ્ત દબાણથી ચુપ રહ્યા ત્યારબાદ કામમયિને પોલીસો પરહેજગાર તરીકે ન્યાયાધીશ સમક્ષ ઉભી કરી. કામમયિની જુબાનીની શરૂઆત થઇ.

ન્યાયાધીશઃ—"આ ગુન્હો તમારે કબુલ છે."

કામમયિઃ—દીર્ઘ દ્રષ્ટિથી જોશો તો આ ગુન્હો કરવામાં કારણરૂપ બીજા છે.

મ્હારૂં નામ–કામમયિ બાપનું નામ–બીપીનચંદ્ર જાતે–કાયસ્થ ધર્મ–વૈષ્ણવનો ઉમર વર્ષ–૧૯ ધંધો–ઘરકામનો.

હું પ્રતિજ્ઞાપુર્વક સત્ય હકીકત લખાવું છું કે મ્હને બાર વર્ષની ઉમ્મરે મ્હારા માતાપિતા એ નવહજાર રૂપીઆની મોટી રકમ લેઇ કન્યાવિક્રય કરી આ સામે ઉભેલા વૃદ્ધ સાથે લગ્ન કર્યાં હતાં. "દિકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય" એ પ્રમાણે મ્હારી અણુસમજમાં પરણી હતી પુત્રીનાં લગ્ન કરતાં આ દેશમાં કુમળી કુમારિકાઓને કાંઇપણ પુછવાતું હોતું નથી અને અમો અશિક્ષિત હોવાથી શરમના લીધે કહી શકતાં નથી. અને તે સમયે "પતિ એ શું, પતિ સાથે કેવી રીતે વર્તવું, પતિ કોને કહેતા હશે" વિગેરે અમોને સમજવાને

ભાન હોતું નથી. લગ્ન થયા પછી બે વર્ષે મને આણું (તેડવા) આવ્યું. માતાપિતાની આજ્ઞાથી હું સાસરે ગઇ. મ્હારી સહીપણીઓ યુવાન પતિ સાથે પરણી આનંદ કરતી હતી. તેવી રીતે હું પણ મ્હારો સંસાર સુખરૂપ બનાવીશ અને યુવાન પતિ હશે એમ ધારી મનમાં મલકાતી, આશામાં ઉભરાતી, યૌવનમાં છલકાતી મ્હારે સાસરે જઇ મોટાં દીવાનખાનામાં મ્હારા સાથેનો સરસામાન મુકયો, ત્યાં આ વૃધ્ધે આવી મ્હારી ખબર પુછી. તે વખતે આ વૃદ્ધ મ્હારા પતિના કાકા હશે એમ મ્હારૂં ધારવું હતું. કેમકે મ્હારે સસરા નથી એવું મેં સાંભળેલું હતું. મ્હારા પતિનું મુખ જોવા હું આજુબાજુ નજર કરતી હતી. પણ આ વૃદ્ધ અને એક કાયસ્થ કુટુંબના નોકરની સ્ત્રી સિવાય અન્ય કોઇ નજર આવતું નહોતું. મ્હારા પતિ બહાર ગયા હશે, એમ મ્હારૂં ધારવું હતું. કાયસ્થ સ્ત્રી કામકાજ કરવાને નીચેના રૂમમાં આવી મ્હારા પિતાએ દરેક વૃદ્ધને "કાકા" કહી બોલાવીએ તો સારૂં લાગે એમ શીખવ્યુ હતું. તે પ્રમાણે મ્હારા પિયરમાં હું કેટલાક વૃધ્ધોને બોલાવતી જેથી મ્હારા પિતા રાજી રહેતા, તેવી રીતે મ્હને પાણીની તૃષા લાગેલી તેથી આ વૃદ્ધને મેં શરમાઇ કહ્યું કે "કાકા મ્હારે પાણી પીવું છે" એમ કહેવાની સાથે ગુસ્સામાં આવી મ્હારો હાથ પકડયો અને કહેવા લાગ્યા કે "બેવકુફ કાકા કોને કહે છે હું ત્હારો પતિ થાઉ છું." ત્હારા માબાપે મને પસંદ કરી ત્હારા સાથે લગ્ન કર્યા તે ત્હને ખબર છે કે નહી ? એમ કહી મ્હારો માથાપરનો સાળુ ખસેડયો વૃદ્ધને નીરખીને જોતાં મ્હારી અનેરી આશાનો સુર્ય અસ્ત થયો. આકાશમાંથી કદળીપર વિદ્યુત ટુટી પડે તેમ હુ નિરાશ થતાં જમીનપર મુર્છીત થઇ. ઘરમાંના માણુસો એક પછી એક વૃદ્ધના બોલાવ્યાથી દોડી આવ્યાં, પછી હું હોંશમાં આવી કાયસ્થ સ્ત્રીએ મને આશ્વાસન આપ્યું. મેં તેને સર્વ હકીકત કહી ત્હેણે મને સમજાવી અનેક લાલચો બતાવી શાંત કરી. આ વૃદ્ધ મ્હારા પતિ છે એવું મેં જાણ્યું. આ વૃદ્ધને જોઇ મ્હારૂં હૃદય નિરાશાના સમુદ્રમાં ઝોકાં ખાવા લાગ્યું. તોપણ કર્મમાં મળેલું ભોગવવું પડે, દીવસે દીવસે મ્હારી શરમ ઓછી થઇ. મ્હારા પતિ મ્હને મીઠા મનોહર મેવા મીઠાઇ લાવી આપી રાજી રાખતા. પરંતુ અંતરમાં આગ સળગતીજ રહી. પછી આ મ્હારા અશકત પતિ રાત્રી સમયે બ્રાન્ડી પીતા, અને મ્હને દવાનું નામ દેઇ સમજાવતા. કોઇ કોઇ સમયે અફીણુ જેવા માદક પદાર્થો ખાઇ પોતાની ઇચ્છા

પૂર્ણ કરતા હતા. થોડા દીવસ પછી આ દવા પીવાથી મન રમુજમાં રહે છે, તેમાં સ્વાદ પણ સારો છે. કાન્તીવાન કાયા બનાવે છે, વિગેરે દારૂ દેવની તારીફ કરવા લાગ્યા. અને મ્હને સમજાવી પોતાના હાથે પ્રથમ પ્યાલી પાઇ જેથી નિશામાં હું પણ ગમ્મતમાં ગુલતાન બની, તેમની મરજી મુજબ વર્તવા લાગી, આશરે આઠેક માસ પછી મ્હારી સખી ચંચળા મ્હને મળવા આવી ત્યાં આ દવાની બદબોથી તેણે અને પુછ્યું, ત્યારે મેં તેને ખરી હકીકત કહી. તે આ વ્યસનની અનુભવી હોવાથી બાટલી જોઈ દારૂનું નામ પ્રકાસ્યું. દારૂ અને અફીણની અલ્પ લ્હેજત મેળવી સ્ત્રી પુરૂષો પાયમાલ થાય છે. તે વિષે વિવેચન કરી મને તેના ગુણ, અવગુણની સમજણ પાડી. મને તે વ્યશનથી મુક્ત થવા સલાહ આપી. તેથી મેં દારૂ પીવા માટે પ્રતિજ્ઞા લીધી પણ મ્હારા પતિ સોગંદ દેઇ પીવા આગ્રહ કરતા તેથી મ્હારી પ્રતિજ્ઞા પાણીમાં ગઇ અને નિત્યની ટેવ પડેલી હોવાથી છુટી શકયો પણ નહી. પછી મદન અને મદીરા બંન્ને દૈત્યોએ મ્હારી બુદ્ધિ મલીન બનાવી. અને પાપ વાસનાઓ પ્રગટ કરી, અમો અબળાજાતી અઢળક ધન દાગીનાથી રાજી ન રહીએ, મોતીથી મઢાવે તોપણ રાજી ન રહીએ, અનેક જાતના ઉત્તમ ભોજનથી ભાગ્યશાળીના સમજીએ, અમારે આ ત્રણે સુખમાં એકપણ નહોય તો અમો ચલાવી શકીએ. પુખ્ત વયનાં પ્રેમી યુગલો મળે, સ્નેહમાં પ્રેમદા સ્વર્ગનું સુખ ધારે, સરખી ઉમરનાં યુવાન સ્ત્રી પુરૂષો પ્રેમદષ્ટીથી એક બીજા સાથે ગમ્મત જ્ઞાન અનુભવે, મનોરમાને માયા વહાલી હોય એ મેં અનુભવ્યું છે. મેં કેટલાક પુસ્તકોમાં વાંચ્યું છે કે અબળાને આઠ ઘણો કામાગ્ની પુરૂષો કરતાં હોય છે, તેવીજ રીતે મેં આ વ્યભિચારનો વિષરૂપી વિષય પસંદ કર્યો અને ત્યારથી મેં આ મંગળાચરણ શરૂ કર્યું, પતિ હરવખત ઘેર રહેતા નહોતા, અડચણરૂપ ફક્ત કાયસ્થ સ્ત્રી હતી તેને મ્હેં રજા અપાવી, અને વૃદ્ધને મ્હેં એક રમકડારૂપ જેમ તેમ સમજાવી મેં મ્હારી ઇચ્છાઓ પુર્ણ કરી અને કોર્ટ જાણે છે તે પ્રમાણે મેં વીશ ખુન કરાવ્યાં છે.

ન્યાયાધીશઃ—દાસી જે પુરૂષને તમારા હુકમથી હાજર કરતી તેના સાથે તમારી જીજ્ઞાસા તૃપ્ત કરી ઘેર જવા નહી દેતાં ખુન કરવાનું કારણ શું?"

કામમયિઃ—મ્હારા વૃદ્ધપતિ જમીનદાર અને સારા કુટુંબના આબરૂદાર હોવાથી તેમને કલંક ન લાગે માટે"

ન્યાયાધીશઃ—" એટલે શું નરહત્યા કરવાથી કલંક ન લાગે એવું શું સબળ કારણ હતું."

કામમયિઃ—જી ? હા ! આવતા યુવકને મરણ શરણ કરવાથી બીજે ક્યાં આ બાબત મ્હારા અને મહાદેવ સિવાય કોઇ પ્રાણી જાણી શકે નહિ."

ન્યાયાધીશઃ—આ ખુન તમે તમારી જાતે કેમ કરતાં નહોતાં !

કામમયિઃ—અમો અબળા જાતિ પુરૂષો કરતાં લાજ ચાર ઘણી ધરાવીએ છીએ. સાહસ છ ઘણું કરી શકીએ, તોપણ અમારૂ હૃદય કુમળું દયાપાત્ર હોય છે, અને તેથી આ નિર્દય કામ કરવાની હીમત ચાલી શકે નહી.

સરકારી વકીલ મી૦ રમેશચંદ્રની ઉલટપાલટ તપાસ.

રમેશચંદ્રઃ—"આ ખુન તમે કરાવતાં તે મહાદેવ અને દાસી બન્ને જાણતાં હતાં. ખરૂં કે ?

કામમયિ;—ના ! જી ! હું અને મહાદેવ જાણતાં હતાં, દાસી આ પુરૂષ પ્રાણ હાની જાણતી નહોતી.

રમેશચંદ્રઃ—મહાદેવ જાણતો હતો ને દાસીને નહિ કહેવાનું કારણ શું. ?

કામમયિઃ—મહાદેવને આ કામ સોંપેલું હતું, પણ દાસી ચંદા તો ફક્ત મ્હારા હુકમ પ્રમાણે મકાનમાં પુરૂષ પધરામણી કરતી હતી.

રમેશચંદ્ર--" હું પુછું તેનો સીધો જવાબ આપો " આ દાસીને તમો ખુન કરો છો, તે નહી કહેવાનું કારણ શું. ?

કામમયિઃ—દાસો દયાળુ છે. ને જો ત્હેને આ હકીકતથી માહેતગાર કરીએ તો નાશી જાય અને ફરી આ કામ કરે નહિ.

રમેશચંદ્ર--આ દાસીને, ઘરમાં યુવક આવે—તે રાત્રીના ચાર વાગ્યા પછી " શેઠ આવ્યા છે એમ કહી બારણું ધકેલવા" માટે તમે કહી રાખ્યાની વાત સત્ય છે.

કામમયિઃ—હા ! કેટલીક વખત કહ્યું હશે !

રમેશચંદ્રઃ—"એમ કહેવાનું કારણ શું હતું."

કામમયિઃ—રાત્રીના ઉજાગરાને લીધે અમે ઊંઘી જઇએ અને સ્હવાર થઇ જાય તેથી પરપુરૂષને બહાર કાઢી શકાય નહી તેથી દાસીને સમજાવેલું હતું.

રમેશચંદ્રઃ—એવી ખોટો સમજુત કરી હતી પણ " ખરૂં કારણ શું હતું. "

અત્યાર સુધી કામમયિના વકીલ મી૦ વિનાયકરાવ વકીલાત નામું રજુ કરી બેઠા હતા, તે બોલી ઉઠયા "મી૦ રમેશચંદ્ર તમારો આ સવાલ સુચક છે, તે પુછવા જેવો નથી. કેમકે તે સવાલ ઘણો બારીક સમજુત વાળો માણસ નહી આપી શકે!

રમેશચંદ્રઃ—સાહેબ! આ સવાલ આખા કેશના મેટરમાં અગત્યનો હું ધારૂં છું કેમકે કામમયિએ કરેલા કાવાદાવા ખુલ્લા થઇ શકે તેમ છે. અને કોર્ટનો સંશય ટાળવા માટે જરૂરનો છે.

ન્યાયાધીશઃ—વકીલ સાહેબના સવાલનો જવાબ આપો.

કામમયિઃ—" હું આ સવાલનો જવાબ આપી શકતી નથી."

ન્યાયાધીશઃ—તમારા બચાવ માટે કોઇને કાંઇ તમારે પૂછવું છે.

કામમયિઃ—મદીરામાં મુર્ખ બની કામાગ્નીથી કુટીલ બની મેં જે કાંઇ કર્યું છે. તેથી મ્હારૂં હૃદય અત્યારે અત્યંત પશ્ચાતાપ કરે છે. પરંતુ લાચાર! જો મ્હારા ગુન્હાપર દીર્ઘ દ્રષ્ટિથી વિચાર કરવામાં આવે તો જણાઇ આવશે કે ખીલતી જુવાનીએજ મ્હને દીવાની બનાવી અઘોર કૃત્યો કરાવ્યાં છે. જો મ્હને વૃદ્ધ સાથે ન પરણાવવામાં આવી હોત, તો આ નરહત્યા અગર વ્યભિચાર કાર્ય મ્હારે હાથે થાત નહિ. આજકાલ દિંદના લોકો વૃદ્ધ લગ્ન કરવામાં બીલકુલ પાછું વાળીને જોતા નથી. બુઢ્ઢાના ગળામાં વરમાળા નાંખવી એ આ દેશમાં આશ્ચર્ય જનક નથી. મૃતઃપ્રાય કલેવર સાથે પોતાની કન્યાને ઉચ્ચકુળ અને અધિક દ્રવ્યની લાલસાથી વળગાડી દેનાર માબાપોનો પણ આ દેશમાં ટોટો નથી. બુઢ્ઢાઓથી અમને સંસાર સુખ ન મળી શકે ત્યારે પછી અમારે શું કરવું? ખરી રીતે તો અમને અબળાઓને પ્રબળા બનાવનાર, પાપ પ્રવૃત્તિમાં પ્રેરનાર અમારાં માબાપો અને વૃદ્ધપતિઓ છે. અને અમારા અનર્થના મૂળ કારણભૂત પણ તેઓજ છે. હવે આ સંબંધી મ્હારે કાંઇ કહેવાનું નથી. બધાં ખૂન મ્હારે હાથે મ્હેં કરાવેલાં છે. અને તે સંબંધી જુબાની મહાદેવ આપી ગયો છે.

વકીલ મી. રમેશચંદ્રના છેલ્લા ભાષણની શરૂઆત થઇ.

આ કેશમાં કુટીલ કામમયિ દરેક રીતે ગુન્હેગાર છે. અને કાવાદાવાની કળામાં પ્રવીણ છે કેમકે તેમને મ્હેં છેલ્લું પુછ્યું હતું કે "ખરૂં કારણ શું હતું" તેનો જવાબ તેઓ આપી શકયાં નથી. તે સવાલનું ખરૂં રહસ્ય એ હોવું જોઇએ કે કામમયિ જે

પુરૂષને રાત્રીએ ઘરમાં પ્રવેશ કરાવે તે પછી સવારમાં ચાર વાગતાં દાસી શેઠ આવ્યાનું કહી બારણું ધકેલે જેથી આવેલો વિલાસી વિષયી ચોર ગભરાટમાં પડી "કામમયિપાસે પોતાને છુપાવવા માટે આજીજી કરે, અને જે રસ્તેથી આવેલો તે રસ્તે શેઠ આવતા હશે, એમ ધારી બીજે રસ્તે પ્રસાર કરવા વિનંતી કરે" એ તકનો લાભ લેઇ કામમયિ આ સત્યાનાશી સુરંગના રસ્તાનું બારણું ખોલી આપે અને ત્યાંથી પસાર થતાં મહાદેવ મરણને શરણ કરવા તૈયાર રાખેલો હતો એજ સબળ કારણ હોવુંજ જોઇએ. આ કેશમાં વધુ તપાસ કરવાની જરૂર નથી માટે નામદાર કોર્ટે તહોમતનામું ફરમાવી યોગ્ય સજા આપવાની મ્હારી અરજ છે.

વકીલ મી. વિનાયકરાવઃ—મ્હારાં અસીલ કામમયિ ગુન્હેગાર હશે તો પણ મ્હારે કહેવું જોઇએ છીએ કે નરેંદ્રકૃષ્ણે આ અજ્ઞાન બાળા સાથે લગ્ન કર્યાં તે ઊપરાંત મદીરા(દારૂ) ના અનિષ્ઠ વ્યસનપર ચઢાવનાર તેઓ ગૃહસ્થ છે, આધુનિક સમયમાં સ્ત્રીઓને શિક્ષણ મળી શકતું નથી. અને અજ્ઞાનપણામાં અશિક્ષિત હોવાથી મ્હારાં અસીલ કામમયિની માફક નાહાની વાપરી હત્યાઓ કરે છે, તેનું મુળ કારણ વૃદ્ધપતિ અને કન્યાવિક્રય કરનાર માબાપો છે. કેમકે વૃધ્ધે મરણકાળ નજીક હોવાનું સમજ્યા છતાં કુમળી કળીઓને ચરી નાખતાં જો-ઇતી નથી અને તે સ્ત્રીઓ ટુંક સમયમાં વિધવા બની અનાચારના રસ્તે દોરાય તેમાં નવાઇ નથી.

કેટલીક વિધવાઓ ગુપ્ત વ્યભિચારથી બાળહત્યાઓ કરે છે. અને વખતે ગર્ભ ધારણ કરેલો નષ્ટ કરવા માટે અનેક ગરમ દવા-ઓનો ઉપયોગ કરે છે. પણ પાપ ભરાઇ રહેલું હોય તો નષ્ટ ના થાય તો વિષથી આત્મઘાત કરે છે. આથી કેટલીક સ્ત્રી, બાળકોની સંખ્યા આર્યભુમિપરથી ઓછી થાય છે અને કાળો કેર વર્તાય છે.

બાળ લગ્નથી પુત્રો બરાબર શિક્ષણ મેળવી શકતા નથી, અપકવ વીર્યનો ઘેર ઉપયોગ થવાથી પોતાનું જીવન ખોઇ દે છે. તેમજ બા-ળકીઓ પણ શિક્ષણ કાંઇ પણ મેળવી શકતી નથી ટુંક સમયમાં સંસારમાં પડી સંતતી ઊત્પન્ન કરે તે પ્રજા કેવી નિર્માલ્ય પેદા થાય છે, તે આપણે જોઇએ છીએ. વળી આજકાલનાં અધર્મ કરનારા માતાપિતાઓ ધર્મની કાંઇ પણ પ્રતિજ્ઞાઓ જાણ્યા વગર જ્યાં ત્યાંથી

પુત્ર પુત્રીઓને જલદીથી પરણાવી રાજી થાય છે. પરંતુ જ્યાં સુધી આર્ય ભુમિપર પુખ્ત વયનાં લગ્નો થવા માટે સરકાર, સજ્જન ગૃહસ્થો વિદ્વાનો કાળજી નહી વરાવે, ત્યાં સુધી હિંદમાંથી નિર્માલ્યતા જવાની નથી. પુખ્ત વયના લગ્નો એટલે સ્ત્રી કરતાં પુરૂષોની ઉમ્મરમાં સાત આઠ વર્ષનો તફાવત રહે તોજ આર્યપ્રજા બળવાન, બુદ્ધીવાન બની શકે. અને સ્ત્રી પુરૂષોનું બ્રહ્મચર્ય પણ જળવાઇ રહે, સારી રીતે ભણી શકે, અને સુખમય સંસાર અનુભવ કરી શકે તેમ છે. (તાળીઓ)

બાળલગ્નથી આપણો દેશ અવનતિમાં ડુબી ગયો છે. અને કાયદાની કાંઇ પણ સત્તા ન હોવાથી હજુ એજ સ્થિતિમાં છે. વર્તમાન કાળમાં આ હાનીકારક રીવાજ માટે આર્યભુમિના વીર રત્નો લક્ષ નહિ આપે તો ભવિષ્યમાં આર્યભુમિ તમારી શી દશા થશે? તે સર્વ મહાશયો સ્વભાવીક રીતે જાણે છે. (તાળીઓ)

સ્ત્રીઓનો આધુનિક સમયમાં નીચો દરજ્જો ગણવાનું કેટલાક અણસમજુ પુરૂષો માને છે. અને કહે છે કે "રસોઇ કરે માટે રસોઇણ, અને ઘરનું કામકાજ કરે જેથી દાસી" શું આ બોલવું લજ્જારૂપ નથી, શરમ છે આ નિચ વાક્યો વદનારાઓને **यत्र नार्यस्तु पुज्यन्ते रमन्ते तत्र देवताः ।** એટલે "જ્યાં સ્ત્રીઓને યોગ્ય માન છે, ત્યાં દેવો વસે છે. **आत्मनोऽर्द्ध पत्नी: ।** સ્ત્રી, પુરૂષનું પોતાનું અર્ધું શરીર છે, સંસારમાં સાચો મિત્ર સ્ત્રી છે, આ સંસારરૂપી ભવસાગર તરવાને સહાય કરનારી સ્ત્રી તે, સૃષ્ટીમાં સ્ત્રી સમાન મદદગાર સગો ભાઇ પણ થતો નથી. સદાચરણી સ્ત્રી હોય, તો તેના પતિની વિપત્તિઓમાં ભાગ લેનાર થઇ પડે છે. સંસાર સુખનો લાભ લેનાર વનિતા સમાન વિશ્રામ નથી, મીઠી મધુર ભાષીણી, પતિવ્રતા સ્ત્રી મળે તો ખરેખર લક્ષ્મીજ છે.

અશિક્ષિત અબળાઓ હોવાને લીધે ફેશનની ફીસાંયારીમાં ફસાઇ કીમતી ચીજોની દ્રવ્યહીન પતિ પાસે માગણી કરે છે. અને પતિ નિર્ધન હોવાથી લાવી શકે નહિ તેથી પતિને દુઃખી (ઓશીઆળો) કરે છે. અને પોતે ક્લેશ ઉત્પન્ન કરી દુઃખી થાય છે. આવી જાતના ક્લેશોથી પતિ "પાપી જીવનનો ક્યારે અંત આવશે." એમ ઇચ્છે છે. કેટલીક સ્ત્રીઓને જીવ્હાસ્વાદ પડી જાય છે અને માગેલી

મનહર મીઠાઇઓ ના લાવી આપે, તો ક્લેશ ઉત્પન્ન કરે છે. અને પતિને દુઃખી કરે છે. તેમાં કેટલીક તો પતિને વશ કરવાની વહેમી કોશીશ કરી અપવિત્ર પદાર્થો પતિને ગુપ્તપણે ખવડાવી હેરાન કરે છે. તેમ કરવા છતાં વશીકરણ ના નીપજે તો વ્યભિચારમાં પડી પોતાના આશક પાસેથી પૈસા મેળવી મોજ માને છે. ખબર પડતાં પતિ ગુસ્સે થઇ માર મારે છે તો આર્સેનિક જેવાં પોઇઝનો ખાણામાં ધીમે ધીમે આપી પતિને અંધ બનાવે છે. અને પછી ગુલામગીરી કરાવી તેને દુઃખી કરે છે; અનાથ બનેલો પતિ લાચારીએ જેમ કહે તેમ કબુલ કરે છે. આ દુર્ગુણોનું કારણ અજ્ઞાનતા અને અશિક્ષણ છે. માટે જ્યાં સુધી આર્ય ભગિનીઓના જ્ઞાનમાં વધારો કરવામાં નહી આવે, ત્યાં સુધી આર્યસંસાર સુધરી શકે તેમ નથી. (તાળીઓ)

પ્રાચિન સમયમાં પુખ્ત વયે લગ્ન થતાં હતાં અને સ્ત્રીઓ પસંદ કરેલા પતિ સાથે લગ્નમાં જોડાઇ કેવાં સદાચરણી વીર રત્નો ઉત્પન્ન કર્યા છે, તેઓ પતિની વિપત્તીઓમાં કેવી સહાય કરનારી નીવડી છે. જેમકે સીતા, મંદોદરી, અનસુયા, ગંગા, તારામતિ, દમયંતી અનેક સતીઓએ પોતાના અજરા અમર નામ દીપાવ્યાં તે ખાસ ધર્મની પ્રતિજ્ઞાઓનો, અને પુખ્ત વયથી થતાં લગ્નોથી સચવાતા બ્રહ્મચર્યનોજ મહાન પ્રતાપ હતો. અને પુરૂષો પણ એક પત્નિવ્રત પાળી બ્રહ્મચર્યના મહાન પ્રતાપે રામ, લક્ષ્મણ, હનુમંત, ભીષ્મ, અર્જુન, પૃથુરાજ, સિવાજી, પ્રતાપ, જેવા મહાન નરરત્નો કીર્તીની ધ્વજાઓ ફરકાવી તેમનાં અમર નામ આજ સુધી આપણે વિસરી ગયા નથી. (તાળીઓ)

આધુનિક સમયમાં શાસ્ત્રની મર્યાદ છોડી અયોગ્ય ઉમરે જ્યાં ત્યાં લાકડે માંકડું વળગાડી બાળક, બાળકીઓના સુખનું સત્યાનાશ વાળનાર અણસમજુ માબાપ છે, એમાં નવાઇ નથી.

સંસારમાં સ્ત્રીઓ વંધ્યત્વ—( વાંઝીયાપણું Sterility ) હોય છે. એવું કેટલાક મંડળોનું માનવું છે. પરંતુ સ્ત્રીઓને ગર્ભ ન રહે તેમાં સ્ત્રીઓનોજ દોષ, અને દોષનો સઘળો બોજો બિચારી અબળા જાતિપર ગણાય છે. વંઝત્વના દોષોથી મુક્ત થવા પુરૂષો સ્ત્રીને દોષરૂપ ગણી આગળ કરે છે. જાણે પોતે બીલકુલ રોગ રહીતજ ન હોય એમ ધારી સ્ત્રી ગર્ભધારણ, કરવા યોગ્ય નથી એમ

માની, બીજી વખત લગ્ન કરવા તૈયારી કરે છે. બિચારી રંક રામાપર શોકયનું સાલ લાવી મુકે છે, જેથી પુરૂષો કલેશ બંધન થઇ પરતાય છે. ખરૂં છે કે વંઝત્વના દોષો ઘણાખરા સ્ત્રીના દરદો સાથે સંબંધ ધરાવે છે તોપણ પુરૂષો જવાબદારીમાંથી છુટી શકે તેમ નથી. કેમકે સ્ત્રી અને પુરૂષની શારીરિક ખામીથી ગર્ભ રહી શકતો નથી. સાધારણ બુદ્ધિવાળા મનુષ્યો જમીન અને બીજના દાખલા લક્ષમાં લેશે. તો સમજાશે કે સંતતી માટે બંન્ને દોષપાત્ર છે. "ધારો કે એક જમીન પથ્થર, ક્ષાર, કાંકરા, ઝાડી, ઝાંખરાં, અશુદ્ધ પાણી, અને ખાતરના સંસ્કાર વગરની હોય, તેમાં ઉત્તમ બીજ વાવવામાં આવે તો તે ઉગી શકે નહિ. કદાપી ઉગે તો છોડ થાય પણ ફુલ કે ફળ બેસતાં નથી. બીજી રીતે ઉલટ તપાસ કરીએ તો જમીન સર્વ રીતે સારી હોય તેમાં વાવવામાં આવેલાં બીજ બગડેલા કે સડેલાં હોય તો તે ઉગી શકે નહી તેવીજ રીતે સ્ત્રી જમીન છે. અને પુરૂષો બીજ છે. માટે બંન્ને સરખા જવાબદારીમાં છે માટે વિદ્વાન મહાશયોએ એકલો અબળાંને દોષ દેવો એ નિર્થક છે. (તાળીઓ)

કન્યાવિક્રયનો જાલીમ જુલ્મ આજકાલ વધી પડયો છે, અને જેમ કોઇ વેપારમાં દલાલો હોય તેમ દીકરીના દલાલો બની જાણે લીલામખાનું લગાવી બેઠા છે! રંગ રૂપમાં જેવી દીકરી તેવા દામ ગણાય છે. આ શું વામાવિક્રયનો રીવાજ હિંદને હીણપત્ લગાડનારો નથી, કસાઇઓ પરમાંસનો પૈસો પેદા કરે છે. તેના કરતાં પોતાની પુત્રીનો પૈસો લેઇ તાગડધીન્ના કરનાર માબાપોને હજારવાર ધીક્કાર છે. આ બાબતમાં તો સરકારે દયા કરી કાયદાની સત્તા રાખવી જરૂરની છે. કેમકે આથી હિંદ બાળકો બીખારી અવસ્થાએ પહોંચ્યા છે, અને દીકરીને હુંડી ધારી નાણાં ઉપજાવનાર અધમ્ કાર્યમાં મસ્ગુલ બન્યા છે. ( તાળીઓ )

સર્વ સજ્જન મહાશયો પાસે મ્હારી નમ્ર અરજ છે કે મ્હારા ભાષણમાં વખતે કાંઇ વધારે બોલવું થયું હોય, તો તે બદલ ક્ષમા ચાહી હું બેસવા રજા લેઉં છું. કેમકે કોર્ટનો કીમતી સમય વ્યર્થ ગુમાવવો એ ઠીક નહિ.



# ઉપસંહાર.

યથા સમયે ન્યાય થયો. કોર્ટ ભરાઇ ચૂકી. ન્યાયાધીશે જજમેન્ટ વાંચી સંભળાવ્યું. હોસ્પિટાલનાં નર્સ દાસીને લેઇ કોર્ટમાં હાજર હતાં. ન્યાયાધીશે દાસીને માટે ઘણી દીલગીરી દર્શાવી અને વિશેષમાં કહ્યું કે-" આપણો દેશ આવી અનાથ વિધવાઓથી ભરપૂર છે. મા બાપોને હાથે વેચાયલી, પતિ સુખથી પરાન્મુખા થયેલી, અને શ્વસુર કુળથી સંતાપિત થઇ, જીવનના દુઃખથી દઝાયલી આવી નિર્દોષ અબળાઓ મુંગા પ્રાણીઓ કરતાં પણ અધિક આપત્તિઓને આધિન થાય છે. બાળલગ્નની કુરૂઢીથી નિર્દોષ બાલિકાઓ સ્વામી મુખનું પૂર્ણ વિલોકન કરવાની તૈયારીમાં હોય છે ત્યાં તો તેમના ઉદય થતા સૌભાગ્ય સૂર્યને અસ્ત થઇ જવાની સ્થિતિ આવી પડે છે. કદાચ એ સૂર્ય અસ્ત પણ થઇ જાય છે. કન્યાનાં નાણાં ખાનારાં માબાપો લાકડે માંકડું વળગાડી દેઇ કન્યાના ભવિષ્ય સુખ તરફ વિચાર કરતાં નથી. તેથી છેવટે તે બાલિકાઓ આ સ્થિતિમાં આવી પડે છે આ કેવું હૃદયભેદક અને શોચનીય છે ? પતિ સુખથી પરાન્મુખા થએલી અનાથ વિધવાઓનું જીવન અમાવાસ્યાની રાત્રી જેવું બને છે. આશા ઉમંગથી ભરેલી તરૂણવયવાળી, અણચુંટી કળી જેવી મનોહર વાડી ! ત્હારૂં સૌંદર્ય નષ્ટ થતાં, ત્હારી આશા રૂપી અનેરી વેલડી કરમાઇ જતાં, ત્હારા મંજુલ મુખારનું મ્હારૂં હાસ્ય ઉડી જઇ તેને બદલે ત્હારૂં કરૂણમય રૂદન પૂર્ણ મુખ વિલોકી કોનું કઠિન કલેજું કંપતું નહિ હોય ? દાસી ચંદા ! તું બધી બાબતમાં કોર્ટની નજરે નિર્દોષ જણાઇ છે; જેથી આજથી તું ધન્યવાદ સાથે બંધન મુક્ત છે. ત્હારે જ્યાં જવું હોય ત્યાં જવાને સ્વતંત્રતા છે."

દાસી ચંદા ઉભી થઇને બોલી—" માનવંતા માયબાપ સાહેબ ! આપના નેક ન્યાયને આભારી છું. પરંતુ મ્હેં મ્હારૂં સર્વસ્વ ગુમાવ્યું છે. ઉભય કુળને કાળું કલંક લગાડયું છે. જીવનમાં વિષવૃક્ષ ઉગાડયું છે. હવે મ્હારે મ્હારૂં કલંકીત મુખ કોને બતાવવું ? હું હવે આ સંસારનાં સુખોને ઇચ્છતિ નથી. મ્હને ફાંસીની સજા થાય તો આ જીવીતદાન કરતાં પણુ વધારે અમુલ્ય ગણીશ. કદાચ મ્હારી બાલ્ય સખી કામમતિને મુક્ત કરી તેની સજા મ્હને આપો તો હું ખુશીથી સ્વીકારીશ. તેણી ધનાઢય જાગીરદારની પત્નિ છે. હું

અનાથ વિધવા છું ઇણીનું જીવન તેણીના પતિને તથા તેણીના કુટુંબને ઉપયોગી છે મ્હારૂં જીવન જગતમાં નિરૂપયોગી છે. તેણી જો ધારશે તો ભવિષ્યની જીંદગી સદ્ચારિત્રમય ગુજારી એકાદ બે સંતાનની માતા બની, પોતાની અપાર સંપત્તિથી અનેક આર્ય બાળાઓનો ઉદ્ધાર કરી શકશે. અને તેણીના મૃત્યુ પાછળ તેણીના અનેક આત્મીય આંસુડાંઓ વેરનાર છે. અને મ્હારી પાછળ રડનાર દુનિયામાં કોઇ નથી. માટે મ્હારા જીવનની જગતમાં જરૂરીઆત નથી."

ચંદાના શબ્દો સાંભળી કોર્ટના દરેક માણસના હ્રદયમાંથી વાહ, વાહ અને ધન્ય ધન્યના ઉદ્ગારો નીકળી પડ્યા. હૅાસ્પીટાલનાં નર્સ એક બંગાલી ચીર કુમારીકા હતાં તેમણે ચંદાને આશ્વાસન આપ્યું અને કહ્યું કે તુ ધારે તો હજી જગતને મહદ્ ઉપકાર કરી શકે તેમ છે. બંગાળામાં સ્વામીજી આત્માનંદે માતૃ સંપ્રદાય કાઢ્યો છે. તેમાં હાલ સોળ તપસ્વીનીઓ છે. તેઓ દીનરાત દેશસેવા બજાવવામાં કટીબદ્ધ રહે છે. હું તને તે માતૃ સંપ્રદાયમાં મોકલી આપીશ ત્યાં જઇને ત્હારૂં જીવન સુખેથી ગુજારજે. અને જીગરથી સેવા બજાવજે."

સર્વ કોઇએ નર્સના આ વિચારને અનુમોદન આપ્યું. ચંદાને પણ તે મનગમતું થયું.

ત્યાર બાદ જડજ સાહેબે કામમણિને ફાંસીની સજા તથા મહાદેવને આ જીવન દેશ નિકાલની સજા સંભળાવી. વસંત કુમારે મહાદેવનું પ્રાણ રક્ષણ કરવાનું વચન આપ્યુ હતુ તે જળવાયું, ફાંસીનો દીવસ મુકરર થયો. મુકરર દીવસે અને ટાઇમે ઉત્તમ કુળની, કાયસ્થ જાતિની કન્યા, ધનાઢ્ય જાગીરદારની પત્નિ, સૌન્દર્યમયી સુંદરી, અને નરહત્યાકારિણી પાપી પિશાચિણીની અનુપમ રૂપરાશી વાળી દેહલતા ફાંસીને માંચેડ ચડી. નગ્ર જનો આ દ્રસ્ય જોઇ અજાયબીમાં ઉતરી ગયા. ક્યાં એક સૂરસુંદરીની સુકોમળ દેહલતા, અને ક્યાં ફાંસીના કાતીલ શસ્ત્રની કારી તિક્ષ્ણતા! પલંગે પોઢનારી, પૂર્ણ રાજવૈભવમાં મ્હાલનારી, અતુલ સૌન્દર્યમયી, અલબેલીઓને પણ શરમાવનારી. લક્ષ્મીના લલાટ પ્રદેશે રમણ કરનારી, ધનના ઢગલાઓને ધુળની માફક ઉરાડનારી, શ્રીમંત શેઠાણી પોતાનાં પાપકાર્યોના પશ્ચાતાપ કરતી પ્રભુના દરબારમાં જવાબ આપવા ચાલી ગઇ.

*        *        *        *

રાસ્ટન સાહેબે વસંત કુમારને યોગ્ય ઇનામ આપ્યું. વસંતકુમારની ખ્યાતિ ચારે તરફ ફેલાઇ. ફ્રેંચ ગવર્નરે પણ રાસ્ટન સાહેબને મુખેથી વસંતકુમારની અસીમ-શક્તિનો પરિચય મેળવી ફ્રેંન્ચ સરકાર પાસેથી તેમને એક "ગોલ્ડ મેડલ" અપાવ્યો.

* * * *

બુઢ્ઢો નરેંન્દ્રકૃષ્ણ પત્નિના શોકથી-રોધકુટુંબની આબરૂમાં કલંક લાગવાથી રોજેરોજ દુઃખીત થયો, ફરીથી તેણે વિવાહ કરવાનું સાહસ ધરાવ્યું નહિં ટુંકામાં તે લજ્જાથી-અને દુઃખથી જલદીથી-મૃત્યુના મુખમાં આવી પડયો................



## મજુરો અને ખાંશીથી પીડાતા

## દરદીઓ યાદ રાખો કે?

# દ્રાક્ષાસવ,

આ પ્રવાહી દવાનો ઉપયોગ કરવાથી દરેક જાતની ઉધરસ, તાવ માથાના દરદો, શ્વાસ, દમ, ક્ષય, સંગ્રહણી, ગોળો, કૃમિ, ચામડીના વિકારો માથાની તેમજ આંખની ગરમી, અજીર્ણ, કમળો વિગેરે દરદો ઉપર વિજળી કઅસર કરે છે. કેમકે આ પ્રવાહી શરીરમાં પ્રસરવાને વખત લાગતો નથી. પીવામાં ઘણી મીઠી લહેજતદાર છે. તેમજ સ્ત્રી પુરૂષો બાળક દરેકને ઉપયોગી છે.

મીલમાં કામ કરતા માણુસો માટે આ એક અતિ ઉત્તમ ટોનીક દવા છે. કેમકે કાંઠલા ચુસતાં, અને મીલમાં બીજાં કામ કરતાં ઝીણી ચીટી ઉડી ફેંફસામાં દાખલ થવાથી અંદર જાળું બાઝીને ખાંસી લાગુ પડે છે, પછી તેમાંથી અનેક રોગો ઉત્પન્ન થાય છે. આ દવા અમૃત રૂપ છે કેમકે ચીટીનો કોઈપણ રોગ લાગુ નહી પડતાં બદનનો જુસ્સો વધારી બેચેનીને દુર કરે છે. કીમત શીશી અરધા રતલનો રૂપીઓ એક પોષ્ટેજ જુદું.

ચમત્કારીક શકતી વધારનાર

# લોહાસવ

આ દવા ખાસ ગજઘેવથી વનસ્પતિના આધારે પ્રવાહીરૂપે તૈયાર કરવામાં આવી છે. મીઠી લહેજતદાર છે. પરદેશના પાણીથી માણસને અનિયમીત આહારથી પાણી લાગે છે. તે ઉપર રામબાણ છે. તેમજ ક્ષય, તાવ, હૃદયરોગ, ચામડીના તમામ વિકારો, બરોલ, ગોળો, મંદાગ્નિ વિગેરે દરદોને જલદી મટાડી શરીરને અત્યંત તાકાત આપે છે, લોહી સુધારવામાં આના જેવી એક પણ દવા નથી કીમત શીશી તોલા દશની રૂપીઓ એક પોષ્ટેજ જુદું.

# વંઝત્વકર ચુર્ણ.

આ ચુર્ણ કીમતી જંગલની જડીબુટ્ટીઓથી બનાવી અજમાવી અમોએ ફતેહમંદી મેળવી છે. જેનાથી ગર્ભ બીલકુલ રહેતો નથી અને શરીર સ્વચ્છ રહે છે. રૂતુસ્નાન કર્યા પછી ચાર દીવસ સુધી આ ચુર્ણ અરધો તોલો ફાકી ઉપર પાણી પીવું. જેથી બીજી કાંઈ પણ ઉપાધી થયા વિના ગર્ભ રહેતો નથી, માસીક રૂતુ બરાબર આવે છે ને ગર્ભ રહેતો નથી અને આથી બીજી કોઇપણ નુકશાની નથી. વખતે કોઈ કોઇને રૂતુ આવવી બંધ થઇ જાય છે, કીમત તોલા ૧૦ ની શીશી વાપરવાની રીત સાથે, રૂપીઆ બે પોષ્ટેજ જુદું.

# દુ:ખી સ્ત્રીઓને દીલાસો.

## વનસ્પતિ સંશોધત.

# હેમપુષ્પાર્ક.

સ્ત્રીઓના અનેક કષ્ટ સાધ્ય રોગો દુર થવા ખાતર હેમપુષ્પા નામના વૃક્ષનાં કેશરી ફુલો અને બીજી ઘણી ઔષધીઓ મીશ્રીત કરી ખાસ મહેનતથી આ દવા તૈયાર કરવામાં આવી છે. જેના સેવનથી ગર્ભદોષ, રૂતુસ્ત્રાવ, શ્વેત પ્રદર, લોહીવાં, કપડામાં ડાઘ પડવા, પેડુમાં પીડા, શુળ, શરીરની કે મગજની નબળાઇ, ગર્ભસ્થાનનું બગડવું, કમરમાં દુખાવો, અનિયમીત રૂતુસ્ત્રાવ, ખાલી ચઢવી, વિગેરે સ્ત્રી જાતિને લગતા રોગો આ દવા તદન નાબુદ કરે છે એટલુંજ નહી પણ જરાયુને શુદ્ધ કરી સ્ત્રી ગર્ભધારણ કરવા યોગ્ય બને છે. સુવાવડમાં શરૂઆત કરવાથી હીસ્ટીરીઆ જેવા અકાળીક મૃત્યુથી બચાવી શરીર કાન્તીવાન બનાવે છે પરેજીની જરૂર નથી કીમત અરધો રતલ શીશીનો રૂપીઓ એક પોસ્ટેજ જુદું.

## હેમપુષ્પા ઘૃત.

આ ઔષધીથી સ્ત્રીઓના તમામ દરદો જેમકે મળગુગળી ધાતુનું વહેવું, રૂતુ સમયે ચસ્કા આપવા, રૂતુનું બંધ થવું, રૂતુસ્ત્રાવ હમેશાં ચાલુ રહેવો, તેમજ શ્વેતપ્રદર, લોહીવા, મેહ—એટલે કપડાપર ડાઘ પડવા, પેડુના રોગો, ગર્ભદોષ વંઝાપણુ વિગેરે સ્ત્રી જાતિના તમામ વિકારોને નાબુદ કરે છે, શરીરની કૃશતા, પીળાપણું કામકાજ કરતાં ચડતો શ્વાસ વીગેરે મટાડી શરીર કાન્તીવાન બનાવે છે. કીમત તોલા દશનો રૂપીઓ દોઢ તોલા ૪૦ ના રૂપીઆ પાંચ પોસ્ટેજ જુદું.